શ્રી જૈન કલા-સાહિત્ય સંશોધક કાર્યાલય સિરિઝ નં. ૩

# श्रीकालिकाचार्यकथासंग्रह

જૈનાચાર્યો તથા જૈન સાધુઓએ સાતમાંથી સત્તરમા શતક સુધીમાં પ્રાકૃત, સંસ્કૃત અને પ્રાચીન ગુજરાતી ભાષામાં રચેલી જુદી જુદી ૩૬ કાલક-કથાઓના મૂળ પાઠો, ઇતિહાસ, કથાઓનો ગુજરાતી ભાષામાં ટૂંક સાર.

તથા

તેરમાંથી સત્તરમાં શતક સુધીની કાલિકાચાર્ય કથાની હસ્તપ્રતોમાં સચવાએલી ગુજરાતની જૈનાશ્રિત કલાના લાક્ષણિક નમૂનાઓનો પ્રતિનિધિ-સંગ્રહ.

(૧૯ રંગીન તથા ૬૯ એકરંગી ચિત્રો સહિત)



સંપાદક

પંડિત અંબાલાલ પ્રેમચંદ શાહ · વ્યાકરણતીર્થ



પ્રાપ્તિસ્થાન

સારાભાઈ મણિલાલ નવાબ · નાગજીભૂદરની પોળ · અમદાવાદ

# નિવેદન

ભારતવર્ષની ત્રણ મુખ્ય સંસ્કૃતિઓ : જૈન સંસ્કૃતિ, બૌદ્ધ સંસ્કૃતિ અને વૈદિક સંસ્કૃતિ. આ ત્રણે મહાન સંસ્કૃતિઓએ આર્યપ્રજાના આંતર અને બાહ્ય જીવનના વિકાસ માટે જેમ સતત અનેકવિધ પ્રયાસો સેવ્યા છે એ જ પ્રમાણે ચિત્રકળાના વિકાસ માટે ભારતની ત્રણે સંસ્કૃતિઓએ સંયુક્ત પ્રયત્ન કરેલ હોવા છતાં જૈન સંસ્કૃતિએ ચિત્રકળાના વિકાસ અને સંગ્રહમાં કેવી અનોખી ભાત પાડી છે એ વિષયને દર્શાવતા " જૈન ચિત્રકલ્પદ્રુમ " " જૈન ચિત્રકલ્પલતા, " ચિત્રકલ્પસૂત્ર ( બારસાસૂત્ર ) વગેરે ગ્રંથો હું પ્રસિદ્ધ કરી ચૂકેલ છું.

પ્રસ્તુત ગ્રંથમાં ગુજરાતના મુખ્ય મુખ્ય ભંડારો તથા વિદ્વદ્વર્ય મુનિ શ્રીપુણ્યવિજયજી તથા મારા સંગ્રહમાંની તેરમા સૈકાથી સત્તરમા સૈકામાં તાડપત્ર તથા કાગળ પર લખાએલી લગભગ ચાલીશ હજાર હસ્તપ્રતોમાંથી ચૂંટી કાઢીને જુદાજુદા સમયમાં થઈ ગયેલા જૈનાચાર્યોએ બનાવેલી " કાલિકાચાર્ય કથા "માંના મૂળ પાઠો તથા પ્રસ્તુત પ્રતોમાં સંગ્રહાએલા ચિત્રોમાંના ચિત્રકળાની દૃષ્ટિએ તથા વિવિધ પ્રસંગોની દૃષ્ટિએ ચૂંટી કાઢેલા ૧૯ રંગીન તથા ૬૯ એકરંગી ચિત્રો કળારસિકો માટે પ્રસિદ્ધ કરવામાં આવેલ છે.

ઇ. સ. ૧૯૩૩માં અમેરિકાની પેન્સિલવેનિયા યુનિવર્સિટીના સંસ્કૃત ભાષાના પ્રોફેસર અને પેન્સિલવેનિયાના 'મ્યૂઝિયમ ઑફ ઇન્ડિયન આર્ટ'ના ક્યુરેટર ડબલ્યુ. નોર્મન બ્રાઉને સંપાદન કરેલો 'કાલકકથા' નામનો એક ગ્રંથ વોશિંગ્ટનની ફ્રીઅર ગૅલેરી ઑફ આર્ટ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. પ્રસ્તુત ગ્રંથમાં ભારતના જુદા જુદા ભંડારોની હસ્તપ્રતોમાંથી જુદી જુદી પાંચ 'કાલકકથા'ઓ પાઠાંતર સહિત અને ૬ રંગીન તથા ૩૩ એકરંગી ચિત્રો છપાવવામાં આવેલ છે. આ ગ્રંથમાં જે પાંચ કથાઓ છપાવવામાં આવેલ છે, તેમાંથી માત્ર ભદ્રેશ્વરસૂરિની 'કથાવલિ'માંની કથા સિવાયની બીજી ચારે કથાઓ પહેલાં પ્રસિદ્ધ થઈ ગએલ છે અને આ બધી કથાઓનું મૂળ તથા ભાષાંતર પણ અંગ્રેજી ભાષામાં છપાવેલ હોવાથી અંગ્રેજી ભાષાથી અજ્ઞાત પ્રજા માટે પ્રસ્તુત ગ્રંથ માત્ર દર્શન (જોવા) પૂરતો જ ઉપયોગી છે.

પ્રો. બ્રાઉને કેટલાંક ચિત્રોનું વર્ણન બરાબર નહિ કરેલ હોવાથી આ ગ્રંથમાં તેમની લેખિત મંજૂરી મેળવીને મેં તેનું પ્રસંગાનુરૂપ વર્ણન તથા 'કાલકકથા'ની જુદીજુદી ૬ તાડપત્રીય અને ૯ કાગળની કુલ ૧૫ હસ્તપ્રતોમાંથી ૮૮ ચિત્રો તેનાં વિસ્તૃત વર્ણન સાથે રજૂ કરેલ છે.

આ ગ્રંથમાં આગમો તથા ચૂર્ણિઓમાંથી જુદાજુદા ૬ સંદર્ભો અને પ્રાકૃત, સંસ્કૃત અને પ્રાચીન ગુજરાતી ભાષાના જુદાજુદા ૩૦ સંદર્ભો મળીને કુલ ૩૬ સંદર્ભો તેના મૂળ પાઠો પૃષ્ઠ ૧થી ૨૩૨ અને ઉપોદ્ઘાતમાં સંપાદન સામગ્રી અને કલાકારોનો પરિચય પૃષ્ઠ પૃષ્ઠ ૧ થી ૩૦, કથાઓની અંતરંગ સામગ્રી પૃષ્ઠ ૩૦ થી ૫૧, કથાઓના ઉલ્લેખોનો સમન્વય- પૃષ્ઠ ૫૧ થી ૬૧ ગુજરાતી ભાષામાં પંડિત અંબાલાલ પ્રેમચંદ શાહે સંપાદન કરેલ છે. પૃષ્ઠ ૬૨ થી ૮૮ સુધીનું 'ચિત્ર વિવરણ' મારું પોતાનું લખેલું છે, પ્રસ્તુત 'ચિત્ર વિવરણ'માં 'નાટ્યશાસ્ત્રનાં કેટલાંક સ્વરૂપો' વાળો વિભાગ મારા તરફથી ઈ. સ. ૧૯૩૬માં પ્રસિદ્ધ થએલ " જૈન ચિત્રકલ્પદ્રુમ'માંથી પ્રો. ડોલરરાય માંકડના લેખમાંથી અક્ષરશઃ લેવામાં આવેલ છે, તેથી તેઓનો, તથા લીંબડીની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના વહીવટદારો, અમદાવાદના ડહેલાના ઉપાશ્રયના ગ્રંથભંડારના વહીવટદારો, પાટણના શ્રીહેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરના વહીવટદારો, ખંભાતના શાંતીનાથના તાડપત્રીય ભંડારના વહીવટદારો, વિદ્વદ્વર્ય મુનિમહારાજ શ્રીપુણ્યવિજયજી તથા ફલોધી (મારવાડ) નિવાસી શ્રીમાન ફુલચંદજી ઝાબક, દેવસાના પાડાના દયાવિમળજી' શાસ્ત્રસંગ્રહના વહીવટદાર શ્રીમાન પોપટલાલ મોહોલાલભાઈ વગેરેનો હસ્તપ્રતોનો ઉપયોગ કરવાની સગવડ આપવા માટે આભાર માનવાની તક લઉં છું.

અમદાવાદના શેઠ હીરાચંદ રતનચંદની પેઢીવાળા શ્રીયુત્ જયંતીલાલ જેસિંગભાઈને આ અમૂલ્ય ગ્રંથ સમર્પણ કરવાનો ઉદ્દેશ માત્ર તેઓશ્રી જૈન સાહિત્ય અને કળાનો નાશ ન થતાં તેનો ઉદ્ધાર થવો જોઈએ, તેવી આંતરિક અભિલાષા ધરાવે છે તે જ છે, અને આવાં પ્રકાશનો કરવા માટે મને જ્યારે મળે ત્યારે ઉત્તેજિત કર્યા કરે છે.

આ ગ્રંથના જેકેટ ઉપરનું શોભન ચિત્ર સુપ્રસિદ્ધ કલાકાર શ્રીયુત્ રવિશંકર રાવળે પોતાના હાથે જ તૈયાર કર્યું છે તે માટે તેઓશ્રીનો, આ ગ્રંથ વસંત પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી આપવા માટે શ્રીયુત્ જયંતીલાલ ઘેલાભાઈ દલાલનો અને ચિત્રો, પૂઠું, જેકેટ વગેરે સુંદર છાપી આપવા માટે દીપક પ્રિન્ટરીના માલિક નટવરલાલ દોલતસિંહ રાવતનો પણ આભાર માનું છું.

પ્રાંતે, મારા હવે પછી પ્રસિદ્ધ થનાર 'પવિત્ર કલ્પસૂત્ર' ડૉ. મોતીચંદ્ર સંપાદિત Jaina Miniature Paintings of Western India તથા ડૉ. વાસુદેવશરણ અગ્રવાલ સંપાદિત मथूराका देवनिर्मित जैनस्तूप નામના ચિત્રકળાના તથા શિલ્પકળાના ગ્રંથો તરફ વાંચકોનું ધ્યાન ખેંચવાની તક લઉં છું. અને ઇચ્છું છું કે મારી સાહિત્ય પ્રવૃત્તિને ઉત્તેજન આપનારા ગ્રાહકબંધુઓ મારા આ પ્રકાશનો પણ ખરીદીને નવાં પ્રકાશનો પ્રસિદ્ધ કરવા મને ઉત્તેજિત કરશે.

માહ સુદ ૧૦ મંગળવાર સં. ૨૦૦૫<br>
અમદાવાદ. નાગજીભૂદરની પોળ.

સારાભાઈ મણિલાલ નવાબ

# વિષયાનુક્રમ

# ચિત્રાનુક્રમ.

# ઉ પો દ્ ઘા ત

## સંપાદન-સામગ્રી અને કથાકારોનો પરિચય

આ સંગ્રહ ગ્રંથ આર્ય કાલકની કથાઓનો છે. આર્ય કાલકના ઇતિહાસ સંબંધે હું આગળ જણાવીશ. અહીં તો મારા સંપાદન અંગે જે જે સામગ્રી મને મળી આવી છે, તેનો અને તે કથાકારોનો પરિચય ટૂંકમાં આપું તે પહેલાં આ કથાઓ અને સંગ્રહની એક સમુચ્ચય ભાવના, બીજાં અધ્યયન સાધનોથી યે જે મને દૃષ્ટિગોચર થઈ તેનું નિરૂપણ કરી લઉં.

આ સંગ્રહિત કથાઓમાંથી જણાય છે કે, કાલકાચાર્ય નામના ઘણા આચાર્યો થયા છે. કાલકાચાર્યના નામ સાથે જોડાયેલી ક્રાંતિકારી ઘટનાઓએ જૈન પ્રજાને પ્રભાવિત કરવામાં એટલી ઊંડી અને વ્યાપક અસર નીપજાવી છે કે તેમના જીવનકાળથી લઈને આજસુધી પરંપરાગત આવેલી ઘટના–કથાઓને અનેક કવિઓએ પોતાની ઢબે ચિતરવાનો પ્રયત્ન કર્યો છે, એટલું જ નહિ આમજનતાને એકસરખી રીતે સમજાય અને ઉપયોગી નિવડે તે ખાતર તેની સેંકડો હાથપોથીઓ સચિત્ર પણ મળે છે. આમ હોવા છતાં આજના ઇતિહાસવિજ્ઞાનની દૃષ્ટિએ વ્યક્તિ કે કાળની વિશુદ્ધ હકીકતને બાદ કરીએ તો કથાનાયકની ગુણપરક જીવન ઘટનાઓની રચનામાં એક અનુસ્યૂત પરંપરાને પ્રામાણિકપણે વળગી રહેવાની શૈલી, જે જૈનાચાર્યોનો એક મૌલિક આદર્શ છે, તે અહીં પણ નજરે પડયા વિના રહેતો નથી.

જૈનાચાર્યો શું પણ સમસ્ત ભારતીય પ્રજાજીવનમાં 'गुणिषु न च लिङ्गं न च वयः'ની સંજીવની ભાવનાનો આદર્શ, અનેક પડોના પેટાળમાં યે અવિચ્છિન્નપણે વહેતો નિહાળી શકાય છે. ગુણપૂજક ભારતીય પ્રજાએ પુરુષ, સ્ત્રી કે ઉંમર તો શું પણ દેશ, કાળ અને વ્યક્તિને પણ ગણકાર્યાં નથી. એની મૂર્તિપૂજામાં યે ગુણનો જ આદર્શ છે. આથી જ આપણે આજના ઇતિહાસવિજ્ઞાનની દૃષ્ટિએ આવી કથાઓને ઉપેક્ષીએ છીએ. ભારતીય ઇતિહાસના ઘડતરમાં આજે આવી કે બીજી કથાઓ ઉપેક્ષાય તો ભાગ્યે જ આપણે ઇતિહાસની વાસ્તવિક સિદ્ધિ મેળવી શકીએ; એવું મારું મંતવ્ય નમ્રપણે રજુ કરું છું.

આ સંગ્રહ પણ એવી એક આદર્શ ભાવનાનો પ્રતિનિધિ ગણી શકાય. અલબત્ત, આ રચનાઓ માત્ર જૈનાચાર્યોની છે અને તેથી આમાંનું ચિત્રણ તેમની ભાવના અને શૈલીને અનુકૂળ છે પરંતુ બીજી પરંપરાઓ સાથે આમાંની ઘટનાઓની તુલના કરીએ તો મહત્ત્વની શોધ પામી શકાય. આવી શોધ એકલા હાથે શકય નથી જ, અને તેથી ઇતિહાસવિજ્ઞો આગળ આવી સામગ્રી મૂકવા માત્રનો પ્રયત્ન પણ આપણી સાધનામાં ઉપયોગી નિવડે, એ દૃષ્ટિએ કર્યો છે. આની સફળતા કેટલી તેનો આંક તદ્વિદો ઉપર છોડું છું.

આવી બીજી અનેક કથાઓ જૈન સમાજના સાંસ્કૃતિક નિધિસમા જૈન ગ્રંથભંડારોમાંથી મળી આવે. પરંતુ મારી મર્યાદિત શક્તિમાં જે કંઈ મને મળી આવ્યું તે અહીં યથાશક્તિ વ્યવસ્થિતરૂપે મુકવાનો પ્રયત્ન કર્યો છે.

હવે આપણે આમાંની બહિરંગ સામગ્રી અને કથાકારોનો પરિચય પહેલાં કરી લઈએ. સંદર્ભો અને કથાઓ મળીને ૩૬ છે, અને લગભગ તેટલા જ આચાર્યોએ એની રચનામાં હાથ લગાડયો છે. કેટલાક આત્મ-ગોપનમાં માનનાર આચાર્યોએ પોતાનાં નામ પણ પ્રગટ કર્યાં નથી; અને તેથી તેમની કૃતિઓને મેં "અજ્ઞાતસૂરિ"ના શીર્ષક હેઠળ મૂકી છે.

### સંદર્ભ પહેલો અને પાંચમો:

'નિશીથચૂર્ણિ'માંનો આર્ય કાલકનો કથા-સંદર્ભ પહેલો, આચાર્ય શ્રીવિજયપ્રેમસૂરિજીએ સાયકલો-સ્ટાઈલથી તૈયાર કરાવેલા મૂળસૂત્ર, ભાષ્ય, ચૂર્ણિ આદિ સંગ્રહના છ ભાગોમાંથી લીધો છે. પણ તે અશુદ્ધ જણાતાં સંશોધક શિરોમણિ મુનિરાજ શ્રીપુણ્યવિજયજીએ તૈયાર કરાવેલી 'નિશીથચૂર્ણિ'ની મુદ્રણ યોગ્ય

નકલ પાટણનિવાસી પં. અમૃતલાલ મોહનલાલ પાસેથી મેળવીને તેને બરાબર શુદ્ધ કરી અહીં મૂક્યો છે. 'આવશ્યકચૂર્ણિ'માંનો સંદર્ભ શ્રીમાણેક મુનિએ પ્રકાશિત કરાવેલા ગ્રંથમાંથી ઉતારી લઈ પાટણની હસ્તપ્રતિ ઉપરથી સુધારીને અહીં આપ્યો છે.

## ૧. શ્રીજિનદાસગણિ મહત્તરઃ

'નિશીથચૂર્ણિ'ની રચના શ્રીજિનદાસ ગણિ મહત્તરે કરી છે. આગમો પર ભાષ્ય રચનારાઓમાં મુખ્ય શ્રીસંઘદાસગણિ ક્ષમાશ્રમણ અને શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ થયા તે પછી જ શ્રીજિનદાસગણિ મહત્તર થયા છે. તેમણે 'આવશ્યકચૂર્ણિ, અનુયોગદ્વારચૂર્ણિ, નન્દીચૂર્ણિ અને પ્રસ્તુત નિશીથચૂર્ણિ' વગેરે ચૂર્ણિ આદિ ગ્રંથોની રચના પ્રાકૃતમાં જ કરી છે. તેમનો સત્તા-સમય 'નંદીચૂર્ણિ'ની અંતે આપેલા તેના રચનાકાળના ઉલ્લેખથી જાણી શકાય છે:—

शकराज्ञः पञ्चसु वर्षशतेषु व्यतिक्रान्तेषु अष्टनवतिषु नन्द्यध्ययनचूर्णिः समाप्ता ॥ (હાથપોથીઃ ભાંડારકર ઈન્સ્ટીટયૂટ–પૂના)—અર્થાત્ શક રાજાના ૫૯૮ વર્ષ વીત્યા પછી આ 'નંદીચૂર્ણિ'ની રચના સમાપ્ત થઈ. એટલે વિ. સં. ૭૩૩માં તેની રચના કરી. આ રીતે 'નિશીથચૂર્ણિ'ની રચના પણ આ સમયની આસપાસ માની શકાય.

શ્રીજિનભદ્રગણિએ 'વિશેષાવશ્યક-ભાષ્ય'ની રચના વિ. સં. ૬૬૬માં કર્યાનો ઉલ્લેખ મળી આવે છે.[૧] આમ 'વિશેષાવશ્યકભાષ્ય' અને 'નંદીચૂર્ણિ'ની રચના વચ્ચે ૬૭ વર્ષનો ગાળો રહે છે. આ નિર્ણીત પ્રમાણો ઉપરથી શ્રીજિનદાસગણિ, શ્રીજિનભદ્રગણિના ઉત્તરવર્તી છે અને કદાચ સમસામયિક પણ હોય એમ અવાન્તર પ્રમાણોથી જણાય છે.

વળી શ્રીહરિભદ્રસૂરિ (સત્તા-સમય વિ. સં. ૭૩૫ થી ૭૮૫)એ કરેલા તેમના ઉલ્લેખથી શ્રીજિનદાસગણિ તેમના પૂર્વવર્તી છતાં સમસામયિક છે. શ્રીજિનવિજયજીના કથનાનુસાર શ્રીજિનદાસગણિની કૃતિઓમાંથી માલૂમ પડે છે કે તેઓ વલભીમાં કેટલોક વખત રહ્યા હશે અને તેમને સૌરાષ્ટ્ર તેમજ આનર્ત દેશનો ખૂબ પરિચય હોય એમ પણ જણાય છે.

## સંદર્ભ બીજો:

'બૃહત્કલ્પસૂત્ર' માંનો આર્ય કાલકનો સંદર્ભ બીજો સંશોધક શિરોમણિ મુનિરાજ શ્રીચતુરવિજયજી અને તેમના શિષ્ય મુનિરાજ શ્રીપુણ્યવિજયજી મહારાજશ્રીએ સુસંપાદિત કરેલા અને શ્રીઆત્માનંદ જૈન સભા—ભાવનગરથી પ્રકાશિત થયેલા એ ગ્રંથના મૂળ સૂત્ર, ભાષ્ય, ટીકા આદિના પાંચ ભાગો પૈકી પ્રથમ ભાગના પૃષ્ઠ ૭૩–૭૪ ઉપરથી લીધો છે.

## ૨. શ્રીસંઘદાસ ગણિ ક્ષમાશ્રમણઃ

'બૃહત્કલ્પ–ભાષ્ય' ના કર્તા શ્રીસંઘદાસગણિ ક્ષમાશ્રમણ છે. તેમણે 'પંચકલ્પ ભાષ્ય' અને 'વ્યવહાર ભાષ્ય' આદિ ભાષ્ય ગ્રંથોની પણ રચના કરી છે. પરંતુ તેમના જીવન વિષેની કોઈ ઐતિહાસિક માહિતી આપણને મળી શકતી નથી. પરંતુ શ્રીદેવર્ધિગણિ ક્ષમાશ્રમણે વિ. સં. ૫૧૦ લગભગમાં વલભીમાં જૈન આગમોની વાચનાને સુસંકલિત કરી પુસ્તકારૂઢ બનાવી તે પછી ભાષ્યો અને ચૂર્ણિઓ વગેરે ગ્રંથો રચવાનો આરંભ થયો. આવા ભાષ્યકારોમાં પ્રમુખ શ્રીસંઘદાસ ગણિ ક્ષમાશ્રમણ અને શ્રીજિનભદ્ર ગણિ ક્ષમાશ્રમણનાં નામો વિશેષ ઉલ્લેખ્ય છે.

શ્રીજિનવિજયજીના કથન મુજબ 'બૃહત્કલ્પ–ભાષ્ય'ના અમુક ઉલ્લેખો ઉપરથી સૂચિત થાય છે કે, શ્રીસંઘદાસ ગણિ ક્ષમાશ્રમણનો સમય પણ લગભગ શ્રીજિનભદ્રગણિના સમયની બહુજ નજીક હોવો

૧. જુઓ 'ભારતીય વિદ્યા'વર્ષ : ૩, અંક : ૧, પૃષ્ઠ ૧૯૧, માં 'જિનભદ્રગણિ ક્ષમાશ્રમણનો સમય' શીર્ષક લેખ.

જોઈએ અને તેઓ પણ શ્રીજિનભદ્રગણિની જેમ કેટલોક સમય વલભીમાં રહ્યા હોય તો અસંભવિત નથી.[2] આમ શ્રીજિનભદ્ર ગણિના સત્તાસમયની લગોલગમાં તે થયા હોવાની અટકળ કરાય તો શ્રીદેવર્ધિગણિ ક્ષમાશ્રમણ, જેઓ વિ. સં. ૬૩૫ થી ૬૩૮ લગભગમાં થયા તે વચગાળાના સમયમાં થયા હોવા જોઈએ. આથી એમ કલ્પી શકાય કે તેઓ શ્રીદેવર્ધિગણિની ઉત્તરાવસ્થામાં અને શ્રીજિનભદ્રગણિની પૂર્વાવસ્થામાં હયાત હોય, અથવા બેમાંથી એકના સમયમાં તો અવશ્ય હોવા જોઈએ, પણ આ માત્ર અનુમાન છે.

'વસુદેવ–હિંડી'ના કર્તા શ્રીસંઘદાસ ગણિ વાચક ઉપર્યુક્ત શ્રીસંઘદાસ ગણિ ક્ષમાશ્રમણથી ભિન્ન છે. એટલું જ નહિ તેમના પૂર્વવર્તી છે; એમ સંશોધક શિરોમણિ શ્રીપુણ્યવિજયજીનું મંતવ્ય પ્રો. ભોગીલાલ સાંડેસરા નોંધે છે.[3]

### બાકીના સંદર્ભો:

'બૃહત્ કલ્પચૂર્ણિ' સંદર્ભ ત્રીજો અને 'દશાચૂર્ણિ' સંદર્ભ છઠ્ઠો પાટણના ભંડારની મૂળની હાથપોથીમાંથી ઊતારીને અહીં આપવામાં આવ્યો છે.

### કથા પહેલી:

આ કથાના સંપાદનમાં મેં આઠ હાથપોથીઓનો ઉપયોગ કર્યો છે. તેમાંની A B C D સંજ્ઞાવાળી ચાર પ્રતિઓ પાટણનિવાસી પં. અમૃતલાલ મોહનલાલ પાસેથી મળી હતી અને બાકીની ચાર હાથપોથીઓમાંથી એક તાડપત્રીય પ્રતિ, જેની સંજ્ઞા H રાખી છે તે મુનિરાજ શ્રીપુણ્યવિજયજી મહારાજશ્રી પાસેથી મળી હતી. તેનાં પત્રાંક: ૧૧૯ થી ૧૫૮ એટલે ૩૯ પત્રો હતાં, જેમાં ૧૫૨ મું પત્ર ગૂમ થયેલું હતું. આ પ્રતિને મુનિરાજ શ્રીપુણ્યવિજયજીએ યત્ર તત્ર સુધારી શુદ્ધ કરી છે. E સંજ્ઞક પ્રતિ શ્રીસારાભાઈ નવાબના સંગ્રહની પત્રાંક: ૮૯ થી ૧૧૫ એટલે ૨૭ પત્રોની છે. તેમાં એકંદર ૧૧ સુંદર ચિત્રો છે અને સં. ૧૫૦૯માં વાછાકે લખી છે, જેની પુષ્પિકા આ સંગ્રહના પૃષ્ઠ ૨૪ ઉપર આપી છે.

D સંજ્ઞક પ્રતિ અમદાવાદના ડેલાના ઉપાશ્રયના ભંડારના દા. નં. ૭૧ પોથી નં. ૫૮ ની છે. તેનાં પત્રાંક: ૧૧૯ થી ૨૦૮ એટલે ૧૦ પત્રો છે. આ પ્રતિ સુંદર મરોડવાળા હસ્તાક્ષરની છે. તેની અંતે આપેલી પુષ્પિકા આ સંગ્રહના પૃષ્ઠ ૨૪ ઉપર આપી છે, તેમાં લેખન સં૦ ૧૩૩૦ લખ્યો છે. પરંતુ આ પુષ્પિકાયુક્ત લેખન સંવત્ તે મૂળ આદર્શનો છે, જેના ઉપરથી આ પ્રતિની નકલ કરવામાં આવી છે. છતાં આ પ્રતિ પંદરમા સૈકા પછી તો લખાણી નથી; એમ તેની સ્થિતિ જોતાં માલૂમ પડે છે. F સંજ્ઞક પ્રતિ અમદાવાદના ડેલાના ઉપાશ્રયના ભંડારની છૂટક પોથીઓમાંની હતી, જેના ઉપર કોઈ નંબર નોંધવામાં આવ્યો નથી. આ પ્રતિ પાંચ પત્રની છે અને ઝીણા અક્ષરોથી લખાયેલી છે. અંતે લેખન સંવત્ વગેરે કંઈ જ આપેલું નથી. પરંતુ સોળમા સૈકા પહેલાં લખાઈ હોય એમ જણાય છે. આ બધી પ્રતિઓનાં શુદ્ધ પાઠાંતરો મેં ટિપ્પણીમાં નોંધ્યાં છે.

### ૩. શ્રીદેવચંદ્રસૂરિ:

આ કથા શ્રીદેવચંદ્રસૂરિએ સં. ૧૧૪૬માં "સ્થાનક પ્રકરણ–વૃત્તિ" જેનું બીજું નામ 'મૂલશુદ્ધિ-વૃત્તિ' રચી, તેમાં આપેલી છે. 'મૂલશુદ્ધિ–વૃત્તિ'ની અંતે ગ્રંથકારે ૧૭ શ્લોકની પ્રશસ્તિ આપી છે, જે આ સંગ્રહના પૃષ્ઠ ૨૩ ઉપર છે. તેમાંથી તેમની ગુરુપરંપરા વગેરેની હકીકત જાણી શકાય છે.

---

૨. જુઓ : એજન.

૩. જુઓ: 'વસુદેવ હિંડી–ભાષાંતર' નો ઉપોદ્ઘાત–પ્રકાશક: શ્રીઆત્માનંદ જૈન સભા–ભાવનગર.

"પૂર્ણતલ્લ નામના ગચ્છમાં[૪] શ્રીઆમ્રદેવસૂરિ થયા. તેમના શ્રીદત્ત નામે શિષ્ય હતા. સં. ૧૨૪૧ માં શ્રીસોમપ્રભસૂરિએ રચેલા "કુમારપાલપ્રતિબોધ"માંથી શ્રીદત્ત વિષે કેટલીક હકીકતો મળે છે, તે જાણવા જેવી છે—તેઓ પરિભ્રમણ કરતા એક વખતે વાગડ દેશના રયણપુર નામના ગામમાં ગયા. ત્યાં તે વખતે યશોભદ્ર કરીને એક રાજા રાજ્ય કરતો હતો. તે શ્રીદત્તસૂરિ પાસે આવીને હમેશાં ધર્મબોધ સાંભળવા લાગ્યો. શ્રીદત્તસૂરિ ત્યાં કેટલોક સમય રહી અન્યત્ર ચાલ્યા ગયા. પાછળથી તે રાજાને સંસાર ઉપર વિરક્તિ થઇ આવી, અને તેથી તે બધો રાજ્યભાર છોડી શ્રીદત્તસૂરિ પાસે દીક્ષા લેવા નીકળી પડયો. સૂરિ તે સમયે ડિંડુઆણાપુરમાં રહેતા હતા, તેથી રાજા ત્યાં ગયો. તેની પાસે એક બહુમૂલ્ય મુક્તાહાર હતો, તેને વેચી તેના દ્રવ્યથી ત્યાં એક 'ચઉવીસ જિનાલય' નામે મોટું મંદિર બંધાવ્યું, અને પછી સાધુપણું લઈ શ્રીદત્તસૂરિનો શિષ્ય થયો. સાધુવ્રત લઈ તેણે અનેક પ્રકારનાં તપશ્ચરણો કર્યાં અને ઊંડો શાસ્ત્રાભ્યાસ કરી યશોભદ્રસૂરિ નામે આચાર્ય પદ પ્રાપ્ત કર્યું. આચાર્ય થયા પછી તેમણે લોકોને ધર્મોપદેશ આપવા જુદાં જુદાં સ્થળોમાં પરિભ્રમણ કર્યું. જ્યારે વૃદ્ધાવસ્થા થઈ ત્યારે આ કલિકાલમાં પણ પૂર્વ સૂરિઓના વિશુદ્ધ ચારિત્ર્યનું સ્મરણ કરાવે તેવું તેર દિવસનું આશ્ચર્યકારી અનશન કર્યું હતું. શ્રીયશોભદ્રસૂરિના શિષ્ય શ્રીપ્રદ્યુમ્નસૂરિ થયા. તેમણે મનોરમ 'સ્થાનકપ્રકરણસૂત્ર'ની રચના કરી. (આ 'સ્થાનકપ્રકરણસૂત્ર' ઉપર પ્રસ્તુત શ્રીદેવચંદ્રસૂરિએ તેની વૃત્તિ રચી.) તેઓ સિદ્ધાંત, તર્ક, સાહિત્ય અને વ્યાકરણશાસ્ત્રના વિશારદ હતા. શ્રીપ્રદ્યુમ્નસૂરિના શિષ્ય શ્રીગુણસેણસૂરિ થયા. તેઓ સિદ્ધાંતના પારગામી અને ઉત્કટ ચારિત્ર પાલક હતા. શ્રીગુણસેનસૂરિના શિષ્ય શ્રીદેવચંદ્રસૂરિ થયા."

આ શ્રીદેવચંદ્રસૂરિએ જ ૧૩૦૦૦ શ્લોક પ્રમાણની 'મૂલશુદ્ધિ-વૃત્તિ'ની રચના કરી. તેમની ગુરુ-પરંપરા નીચે મુજબ છે:—

પૂર્ણતલ્લ ગચ્છ—શ્રીઆમ્રદેવસૂરિ
|
શ્રીદત્ત
|
શ્રીયશોભદ્રસૂરિ
|
શ્રીપ્રદ્યુમ્નસૂરિ
|
શ્રીગુણસેણસૂરિ
|
શ્રી દેવચંદ્રસૂરિ

શ્રીદેવચંદ્રસૂરિ એમના સમયના વિશ્રુત શ્રુતધર અને મોટા કવિ હતા. તેઓ પોતાને 'શ્રીઅભયદેવસૂરિના 'લઘુ સહોદર' તરીકે પ્રશસ્તિમાં ઓળખાવે છે. તેમણે સં. ૧૧૬૦માં ખંભાતમાં સિદ્ધરાજ જયસિંહના રાજત્વકાળમાં "શ્રીશાંતિનાથચરિત્ર" પ્રાકૃત ગદ્ય-પદ્યમાં ૧૨૧૦૦ શ્લોક પ્રમાણનું રચ્યું છે.

૪. કેટલાક વિદ્વાનો પૂર્ણતલ્લ ગચ્છને પૌર્ણિમીયક—પૂનમિયા ગચ્છ તરીકે ઓળખાવે છે, પરંતુ પૂનમિયા ગચ્છની ઉત્પત્તિ, મુનિચંદ્રસૂરિના ગુરુભ્રાતા ચંદ્રપ્રભસૂરિએ સં. ૧૧૫૯માં પૂર્ણિમાના દિવસે પાખી કરવાની પ્રરૂપણા કરી ત્યારથી થઈ છે. પૂર્ણતલ્લ ગચ્છના શ્રીદેવચંદ્રસૂરિએ 'મૂળશુદ્ધિ-વૃત્તિ' સં. ૧૧૪૬માં રચી, તેની પ્રશસ્તિમાં તેમની પાંચમી પેઢીના ગુરુ આમ્રદેવસૂરિને પૂર્ણતલ્લ ગચ્છીય કહ્યા છે. એટલે સં. ૧૧૫૯માં ઉત્પન્ન થયેલા 'પૂનમિયા ગચ્છ' કરતાં યે ૧૩ વર્ષ પહેલાં રચાયેલા ગ્રંથમાં 'પૂર્ણતલ્લ ગચ્છ' પ્રસિદ્ધ હતો એટલું તો નિશ્ચિત પ્રમાણ મળે છે. આથી 'પૂર્ણતલ્લ ગચ્છ' 'પૌર્ણિમીયક—પૂનમિયાગચ્છથી ભિન્ન અને ખૂબ પ્રાચીન હોવા વિષે શંકા રહેતી નથી.

તેમાં અપભ્રંશ ભાષાનો પણ ઉપયોગ કર્યો છે. આ ચરિત્ર એમના પ્રતિભાશાળી કવિત્વથી એટલું બધું ખ્યાત અને લોકપ્રિય થયું કે, જેના ઉપરથી વાદી દેવસૂરિ વંશના શ્રીમદનચંદ્રસૂરિના શિષ્ય શ્રીમુનિદેવસૂરિએ સં. ૧૩૨૨માં ૪૮૫૫ શ્લોક પ્રમાણનું સંસ્કૃતમાં રચ્યું અને તે પછી સં ૧૪૧૦માં શ્રીમુનિભદ્રસૂરિએ પણ 'શાંતિનાથચરિત્ર'ની સંસ્કૃતમાં રચના કરી.

વળી શ્રીદેવચંદ્રસૂરિએ 'સુલસાખ્યાન' નામનો ગ્રંથ અપભ્રંશ ભાષામાં સાત કડવકમાં રચ્યો છે. આવી મોટી રચનાઓ કરવા છતાં તેમણે પોતાની લઘુતાનો નિર્દેશ એ પ્રશસ્તિમાં નોંધેલા શ્લોકમાં કર્યો છે, તે નોંધપાત્ર છે. તે નિર્દેશ આ પ્રમાણે છેઃ—

मतिविकलेनापि मया, गुरुभक्तिप्रेरितेन रचितेयम् ।
तस्मादियं विशोध्या, विद्वद्भिर्मयि कृपां कृत्वा ॥ ११ ॥

'શ્રીશાંતિનાથચરિત્ર'ની પ્રશસ્તિમાં પણ એ જ રીતે પોતાની લઘુતાનો ઉલ્લેખ મળી આવે છે.

तस्स य सीसेण इमं, अबुंतं मंदबुद्धिविहवेण ।
सिरिदेवचंदनामेण, सूरिणा जिणसुमत्तेण ॥
संतिनाहचरियं रइयं...

આ 'મૂલશુદ્ધિવૃત્તિ' ગ્રંથ તેમણે ખંભાતમાં વીહક શ્રેષ્ઠીના સુપુત્ર શ્રીવત્સે બંધાવેલી વસહી-ઉપાશ્રયમાં રહી સં. ૧૧૪૬ ના ફાગણ સુદિ ૫ ને ગુરુવારના પ્રથમ નક્ષત્રમાં પૂરો કર્યો. આ ગ્રંથનું સંશોધન શ્રીશીલભદ્ર જેવા શાસ્ત્રતત્ત્વજ્ઞોએ અણહિલપુરમાં કર્યું હતું અને તેની રચનામાં પોતાના શિષ્ય અશોકચંદ્ર ગણિએ સહાયતા કરી હતી; એમ તેમણે પ્રશસ્તિમાં જ નોંધ્યું છે.

આ શ્રીદેવચંદ્રસૂરિનો શિષ્ય સમુદાય વિશાળ હતો. સુપ્રસિદ્ધ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય પણ તેમના જ શિષ્ય હતા.

કથા બીજી:

આ કથાના સંપાદનમાં D P C M સંજ્ઞાવાળી ચાર પ્રતિઓનો મેં ઉપયોગ કર્યો છે. D સંજ્ઞક હાથપોથી અમદાવાદના ડેલાના ઉપાશ્રયના ભંડારમાંના દા. નં. ૩૨, પોથી નં. ૨૯ (ગ્રંથાનુક્રમ ૧૧૨૦)ના પત્રાંકઃ ૧૩૫ અને ૧૩૬ માંથી આ કથા પાઠ ઉતારી લીધો હતો. P સંજ્ઞાવાળી તાડપત્રીય પ્રતિ પાટણના શ્રીહેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરના ભંડારના દા. નં. ૧૧૨, પોથી નં. ૧૩૫ની છે. તેના પત્રાંકઃ ૧૫૪ થી ૧૭૦ એટલે ૧૭ પત્રો છે. આનું માપ ૧૩ × ૧।। છે. પત્રનો છેલ્લો ભાગ ત્રૂટિત છે, બાકીનાં પત્રો સારી રીતે જળવાયાં છે. લિપિ સુંદર છે. આ પ્રતિમાં D C M આદર્શમાં આપેલી ૭૫ મી ગાથાના બે પાદ અને ૮૮ મી ગાથાનું પ્રથમ પાદ જોઠીને ૧૨૫ ગાથા સુધીનો પાઠ અધિક આપેલો છે, જે ખૂબ મહત્ત્વનો ગણાય. તેથી એટલો પાઠ તેમાંથી ઊતારી અહીં મૂક્યો છે.

C સંજ્ઞાવાળી તાડપત્રીય પોથી ખંભાતના શ્રીશાંતિનાથ ભંડારના દા. નં. ૧૧૨ પોથી નં. ૧ ની છે. તેમાં પત્રાંકઃ ૧૪૦ થી ૧૫૭ એટલે ૧૮ પત્રો છે. આમાં આ કથા ૮૯ ગાથામાં પૂરી થાય છે. તે પછી આની સાથે જ શ્રીમહેશ્વરસૂરિ રચિત નં. ૧૯ વાળી કાલકકથા, જેનો પરિચય આગળ આવશે, તે આપેલી છે. આ પોથી સં. ૧૩૬૫ માં લખાઈ છે. તેની પ્રશસ્તિયુક્ત પુષ્પિકા આ સંગ્રહના પૃષ્ઠ ૧૪૭ ઉપર આપી છે. પોથીનું માપ ૧૨ × ૧।। છે. M સંજ્ઞાવાળી મુદ્રિત પ્રતિ શ્રીસાગરાનંદસૂરિજીએ સંપાદિત કરેલી 'પુષ્પમાલા' નામે રતલામની શ્રીઋષભદેવ કેશરીમલ નામની સંસ્થાથી પ્રકાશિત થયેલ છે. તેમાં પત્રાંકઃ ૪૧૨ થી ૪૧૮ માં પણ ૮૯ ગાથાની જ આ કથા આપી છે. આ ત્રણે પ્રતિઓનાં પાઠાંતરો મેં ટિપ્પણીમાં નોંધ્યાં છે.

### ૪. મલધારી શ્રીહેમચંદ્રસૂરિ:

આ કથાના કર્તા મલધારી શ્રીહેમચંદ્રસૂરિ છે. તેમણે પોતે રચેલા 'ઉપદેશમાલાસૂત્ર' ઉપર 'પુષ્પમાલા' નામની સ્વોપજ્ઞ ટીકા ૧૩૮૬૮ શ્લોક પ્રમાણની રચી છે, તેમાં આ 'કાલકાચાર્યની કથા' આપેલી છે. 'પુષ્પમાલા'ની અંતે કર્તાએ પોતાની ગુરુપરંપરા દર્શાવતી પ્રશસ્તિ આપેલી છે, પરંતુ તેમાં આ કથાનો રચનાકાળ જણાવ્યો નથી.

પ્રશ્નવાહનકુળમાં હર્ષપુરીય નામના વિશાળ ગચ્છમાં શ્રીજયસિંહસૂરિ થયા. તેઓ મહાજ્ઞાની અને ઉત્કટ ચારિત્રશીલ હતા. તેમના શિષ્ય શ્રીઅભયદેવસૂરિ હતા. તેઓ અલ્પપરિગ્રહી હતા અને તેમના શરીર તેમજ વસ્ત્રોની મલિનતાથી 'મલધારી' એવા બિરૂદથી નવાજાયા.[૫] ગૂજરાત, શાકંભરી (સાંભર) અને ગ્વાલિયરના મહીપતિઓ પણ તેમની આજ્ઞા માથે ચડાવતા હતા.

શ્રીઅભયદેવસૂરિના શિષ્ય શ્રીહેમચંદ્રસૂરિ થયા. તેમના સંબંધમાં તેમની પરંપરામાં થયેલા શ્રીરાજશેખરસૂરિ, જેમણે સંવત ૧૩૭૮માં 'પ્રાકૃતદ્વ્યાશ્રયવૃત્તિ' રચી છે, તેમાં જણાવે છે કે તેઓ મૂળ પ્રદ્યુમ્ન નામે રાજસચિવ હતા. તેમણે પોતાની ચાર સ્ત્રીઓ તજી દઈ શ્રીઅભયદેવસૂરિના ઉપદેશથી તેમની પાસે દીક્ષા લીધી હતી. તેમના સમકાલીન શિષ્ય શ્રીચંદ્રસૂરિએ પ્રાકૃતમાં રચેલા 'મુનિસુવ્રતચરિત્ર'ની પ્રશસ્તિમાં વિસ્તૃત માહિતી આપી છે.[૬] તે પરથી જણાય છે કે, તેમની વ્યાખ્યાનકળાથી સિદ્ધરાજ જયસિંહ પ્રભાવિત થયો હતો. અને તેમના ઉપદેશથી જૈનધર્મનાં તત્ત્વો સમજીને તેની રસભરી ચર્ચા કરતો હતો. તેણે તેમના ઉપદેશથી જિન મંદિરો ઉપર કળશારોપણ કર્યા. તેણે જૈનધર્મ પર થતા અન્યતીર્થીઓના પ્રહારોની પીડા દૂર કરી. જૈન મંદિરોના દેવદાય (દેવનિધિના હકો) ચાલુ કર્યા. તેની પાસેથી તેમણે વર્ષમાં ૮૦ દિવસ અમારિ પળાવવાનું શાસન લખાવી લીધું.[૭] શત્રુંજયની યાત્રાએ જતા મોટા સંઘને લૂંટી લેવા જ્યારે ખેંગાર રાજાએ વંથલીમાં તેને રોકયો ત્યારે તેમણે એ રાજાને ઉપદેશ આપી સંઘને મુક્ત કરાવ્યો હતો.[૮]

આ હેમચંદ્રસૂરિએ અનેક ગ્રંથોની રચના કરી છે, જેની ગણના લગભગ એક લાખ શ્લોક પૂરની થાય.[૯] તેમની ગ્રંથરચના પૈકીની 'વિશેષાવશ્યક વૃત્તિ'માં ગણાવ્યા મુજબ આ પ્રમાણે છે:–૧ આવશ્યક ટિપ્પણ (અપરનામ–આવશ્યક પ્રદેશવ્યાખ્યા) શ્લોકસંખ્યા ૫૦૦૦, ૨ શતકનામા કર્મગ્રંથ શ્લોક સં. ૪૦૦૦, ૩ અનુયોગદ્વારસૂત્ર પર સંસ્કૃત વૃત્તિ શ્લોક સં. ૬૦૦૦, ૪ ઉપદેશમાળા સૂત્ર (અપરનામ

---

૫. सिरिपण्हवाहणकुलसंभूओ हरिसउरीयगच्छालंकारभूसिओ अभयदेवसूरी हरिसउराओ एगया गामाणुगामं विहरंतो सिरि-अणहिल्लवाडयपट्टणमागओ। ठिओ वाहिपएसे सपरिवारो। अन्नया सिरिजयसिंहदेवनरिंदेण गयखंधारूढेण रायवाडिआगएण दिट्ठो मलमलिणवत्थदेहो। राइणा रायखंधाओ उयरिऊण वंदिऊण दुक्करकारओ त्ति दिन्नं मलधारि त्ति नामं ॥ પૃ. ૭૭ પ્રકાશક: સિંધી જૈન ગ્રંથમાળા.

૬. જુઓ "પત્તનસ્થપ્રાચ્યજૈનભાંડાગારીયગ્રન્થસૂચી" પૃ. ૩૧૪

૭. જુઓ. રાજશેખરસૂરિએ સં. ૧૩૮૫માં રચેલી 'શ્રીધરકંદલીપંજિકા' અને સં. ૧૩૮૭માં રચેલી 'પ્રાકૃતદ્વ્યાશ્રય-વૃત્તિ'ની પ્રશસ્તિઓ.

૮. જુઓ: 'પત્તનસ્થપ્રાચ્યજૈનભાંડાગારીયગ્રન્થસૂચી' પૃ. ૩૨૧ પર ગાથા ૬૮ થી ૭૪.

૯. येनोपदेशमाला चक्रे, भवभावना च वृत्तियुता ।
अनुयोगद्वाराणां शतकस्य च विरचिता वृत्तिः ॥
मूलावश्यकटिप्पनकं, विशेषावश्यकीयवृत्त्याढ्यम् ।
येन प्रथितमन्थस्य, लक्षमेकं मनागूनम् ॥
તેમના શિષ્ય વિજયસિંહસૂરિ કૃત 'ધર્મોપદેશમાલા–વૃત્તિ'ની પ્રશસ્તિ.

પુષ્પમાલા) સ્વોપજ્ઞ વૃત્તિ સહિત શ્લોક સં. ૧૩૮૧૮, ૫ જીવસમાસસૂત્ર વૃત્તિ શ્લોક સં. ૧૩૦૦૦, ૭ નંદીચૂર્ણિ પર ટિપ્પણ, ૮ વિશેષાવશ્યક સૂત્ર પર વૃત્તિ શ્લોક સં. ૨૮૦૦૦

તેમના મુખ્ય શિષ્યો પૈકી ત્રણ હતા. ૧ વિજયસિંહસૂરિ, ૨ શ્રીચંદ્રસૂરિ, અને ૩ વિબુધચંદ્રસૂરિ.

કથા ત્રીજી:

આ કથા, એક માત્ર પ્રતિ ઉપરથી સંપાદિત કરવામાં આવી છે. આ 'કથાવલી'ની પ્રતિ પાટણના સંઘવી પાડાના ભંડારની તાડપત્રીય પોથી નં. ૯ની છે. આ કથાના બે ખંડોને બે પોથીઓમાં રાખેલા છે. પહેલામાં ૩૦૭ પત્રો છે જ્યારે બીજામાં ૩૦૨ છે. તેનું માપ ૩૪×૨ છે. પ્રતિ શુદ્ધ નથી. કહેવાય છે કે, આની માત્ર આ એક જ હાથપોથી મળી આવે છે. તેમાંના પત્રાંક: ૨૮૫ થી ૨૮૮માં આ કથાનો સદર્ભ છે, જે તેમાંથી જ મેં નકલ કરી લઇ અહીં મૂક્યો છે. સમગ્ર ગ્રંથ ગદ્યમાં છે અને ૨૪૦૦૦ શ્લોક પ્રમાણ છે. આ 'કથાવલી'માં ૨૪ તીર્થંકરો અને બીજા મહાપુરુષોનાં ચરિત્રો આપેલાં છે. શ્રીહેમચંદ્રાચાર્યે 'પરિશિષ્ટપર્વ'માં છેલ્લું વજ્રસ્વામીનું ચરિત્ર આપેલું છે, જ્યારે આમાં ઠેઠ શ્રીહરિભદ્રસૂરિ સુધીનાં ચરિત્રો આપેલાં છે. આ પોથી સં. ૧૪૯૭માં લખાઇ છે.

૫. શ્રીભદ્રેશ્વરસૂરિ:

શ્રીભદ્રેશ્વરસૂરિએ 'કથાવલી' નામનો ગ્રંથ રચ્યો છે, તેમાં આ કથા આપેલી છે. શ્રીભદ્રેશ્વરસૂરિ કઈ પરંપરાના અને કયા સમયમાં થયા હતા, એ સંબંધી કોઇ ઐતિહાસિક માહિતી મળી શકતી નથી. આની એક માત્ર બચેલી પોથી સં. ૧૪૯૭માં લખાઇ છે તેથી તેઓ તે પહેલાં થયા છે અને 'કથાવલી'માં આપેલાં ચરિત્રોમાં છેલ્લું ચરિત્ર શ્રીહરિભદ્રસૂરિનું છે, જેઓ સાતમી શતાબ્દિમાં થયા છે, તેના વચગાળાના સમયમાં થયા એટલું નક્કી છે.

'પત્તનસ્થપ્રાચ્યજૈનભાંડાગારીયસૂચી'ની શ્રી ચીમનલાલ દલાલે લખેલી અંગ્રેજી પ્રસ્તાવનામાં જણાવ્યું છે કે,

Kathavali is a Prakrta work in Prose by Bhadresvarasuri who flourished in the time of Karna.[૧૦] અર્થાત્ ગદ્ય પ્રાકૃતમાં 'કથાવલી'ની રચના કરનાર શ્રીભદ્રેશ્વરસૂરિ, રાજા કર્ણના રાજકાળમાં થયા. ચૌલુક્ય કર્ણદેવનો રાજત્વકાળ વિ. સં. ૧૧૨૦ થી ૧૧૫૯ સુધીનો છે. એટલે એ સમય લગભગમાં આ 'કથાવલી'ની રચના થઇ એમ મનાય. પરંતુ શ્રીદલાલનો આ નિર્ણય કયા પુરાવાના આધારે થયો છે તે જાણી શકાતું નથી.

જો આ નિર્ણય સાચો હોય તો તેઓ 'મૂલશુદ્ધિ ટીકા' (રચના સં. ૧૧૪૭)ના કર્તા શ્રી દેવચંદ્રસૂરિના સમકાલીન કે કંઈક પહેલાં થયા હોય એમ ગણાય. આથી એ ફલિત થાય કે શ્રીભદ્રેશ્વરસૂરિ કે શ્રીદેવચંદ્રસૂરિ એક બીજાની રચનાઓ જોઇ શકયા નહિ હોય બંનેનાં કથાવર્ણનો જોતાં બંનેની સામે જુદી જુદી કથા–પરંપરાઓ છે એ પણ આ હકીકતનું સમર્થન કરે છે.

કથા ચોથા:

આ કથાની એક તાડપત્રીય પ્રતિ પાટણ સંઘ ભંડારના દા. નં. ૬૮ પોથી નં. ૮૦ની છે. તેનાં પત્રાંક: ૧૨૫ થી ૧૪૪ એટલે ૨૦ પત્રો છે. આના પરથી નકલ કરીને આ કથા અહીં આપી છે. તેનું માપ ૧૩×૧॥ છે. છેલ્લા પત્રનો ખૂણો તૂટી ગયો છે. ક્યાંઇ ક્યાંઈ અક્ષર દોષો છે પણ એકંદરીતે પ્રાયઃ અશુદ્ધ છે. આ કથાની અંતે પુષ્પિકા વગેરે કંઈ જ નથી. પરંતુ તેની સ્થિતિ ઉપરથી જણાય છે કે, તે તેરમા સૈકા લગભગમાં લખાઇ હશે.

---

૧૦. જુઓ. એ પુસ્તકની અંગ્રેજી પ્રસ્તાવના પૃ૪ ૫૬.

આ કથામાં કર્તાનું નામ આપેલું નથી, એટલે એ સંબંધે કશો નિર્ણય કરી શકાય તેમ નથી. એની રચના ઉપરથી લાગે છે કે, આ કથા કોઇ ઔપદેશિક ગ્રંથના વિવરણમાં દૃષ્ટાંત રૂપે આલેખાઈ હોવી જોઇએ.

**કથા પાંચમી:**

આ કથાના સંપાદનમાં મેં બે હાથપોથીઓનો ઉપયોગ કર્યો છે. તેમાંની એક P સંજ્ઞાવાળી પાટણના ભંડારની તાડપત્રીય પોથી ૫ પત્રોની છે, જેનું માપ ૨૩ા × ૨ છે. પ્રતિ પ્રાયઃ અશુદ્ધ છે અને લિપિ પણ સારી છે. લગભગ તેરમા સૈકામાં લખાઈ હોય એમ જણાય છે. તેમાંનાં પાઠાંતરો ટિપ્પણમાં નોંધ્યાં છે.

બીજી પ્રતિ શ્રીસારાભાઈ નવાબના સંગ્રહની છે. તેનાં ૧૩ પત્રો છે. એકંદર આ પ્રતિની સ્થિતિ અને લિપિ સુંદર છે. આમાં ચાર સુંદર ચિત્રો છે. મૂળ 'કાલકકથા' ૧ અ પત્રમાં પૂરી થાય છે અને તે પછી ૪૮ શ્લોકવાળી મોટી પ્રશસ્તિ છે, જે આ સંગ્રહના પૃષ્ઠ ૬૦ ઉપર આપવામાં આવી છે. આ પ્રતિ સં. ૧૪૭૩ માં લખાઈ છે, આ પ્રશસ્તિમાં ઉલ્લેખાયેલ ચિત્રકાર દઇયાકનું નામ મહત્ત્વનું ગણાય, જે ચિત્રકળાના ગવેષકો માટે ઉપયોગી છે. આ પ્રતિ ઉપરથી જ નકલ કરી લેવામાં આવી હતી.

**૬. શ્રીધર્મઘોષસૂરિઃ**

આ કથાની સમાપ્તિમાં આ રીતે ઉલ્લેખાયું છે— **इति श्रीधर्मघोषसूरिकृता श्रीकालिकाचार्यकथा समाप्ता** —આ નોંધ ઉપરથી આ કથાના કર્તા શ્રીધર્મઘોષસૂરિ હોવાનું જણાય છે. પરંતુ એક જ અરસામાં એકથી વધુ ધર્મઘોષસૂરિ થયાનાં આપણને પ્રમાણો મળે છે; છતાં આ ધર્મઘોષસૂરિ તેમની નિશ્ચિત લેખન-પ્રણાલી દ્વારા પરખાઇ આવે છે. આ ધર્મઘોષસૂરિ પોતાની પ્રત્યેક કૃતિમાં તેમના ગુરુ અને જ્યેષ્ઠ ગુરુભ્રાતાના નામોનો ઉલ્લેખ પ્રકારાન્તરે પણ કરે જ છે. એ રીતે આ કથાની ગાથામાં પણ એ નામોના ઉલ્લેખ સાથે પોતાના નામને ય ગોપવેલું અછતું રહેતું નથી. એ ગાથા આ પ્રકારે છે—

**हयपडिणीओ कयतित्थउन्नइ जयउ कालगायरिओ ।**
**विज्जाणं दरिसी णयदेविंदो धम्मकित्तिवरो ॥**

આ નોંધ ઉપરથી શ્રીધર્મઘોષસૂરિ, જેમનું નામ આચાર્ય થયા પહેલાં ધર્મકીર્તિ હતું, તેઓ તપાગચ્છીય દેવેન્દ્રસૂરિના શિષ્ય હતા. વળી દેવેન્દ્રસૂરિના બીજા શિષ્ય શ્રીવિદ્યાનન્દસૂરિ તેમના જ્યેષ્ઠ ગુરુ ભાઈ થતા હતા; તેમના નામોનો ઉલ્લેખ ઉપરની ગાથામાં જોવાય છે.

શ્રીધર્મઘોષસૂરિની વિગત ઉપાધ્યાય શ્રીધર્મસાગરે રચેલી "તપાગચ્છપટ્ટાવલી"[૧૧] તેમજ શ્રી-મુનિસુંદરસૂરિએ રચેલી "ગુર્વાવલી" માં વિસ્તારથી આપી છે.

ઉજ્જૈનના રહેવાસી શ્રેષ્ઠી જિનભદ્રને બે પુત્રો હતા. મોટાનું નામ વીરધવલ અને નાનાનું નામ ભીમકુમાર. આ બંને કુમારો શ્રીદેવેન્દ્રસૂરિના ઉપદેશથી પ્રભાવિત થતાં દીક્ષા લેવા તૈયાર થયા. તેમાં વીરધવલે તો પોતાના લગ્નોત્સવને જ દીક્ષોત્સવમાં ફેરવી નાખ્યો. સંવત ૧૩૦૨ માં શ્રીદેવેન્દ્રસૂરિ પાસે વીરધવલે દીક્ષા લઈ વિદ્યાનન્દ નામ ધારણ કર્યું. ઉત્કટ ચારિત્ર્યને પાળતાં તેઓ સિદ્ધાન્તના પારગામી થયા. તેમણે પોતાના ગુરુને ગ્રંથરચનામાં સહાયતા કરી હતી, એ સિવાય "વિદ્યાનન્દવ્યાકરણ" ગ્રંથ તેમણે રચ્યો હતો.[૧૨]

કેટલોક સમય વીત્યા પછી ભીમકુમારે પણ મોટા ભાઇના માર્ગનું અનુસરણ કર્યું. ભીમકુમાર

---

૧૧. "શ્રી તપાગચ્છ પટ્ટાવલિ" ભા. ૧ પૃષ્ઠ ૧૬૮, ૧૬૯ વગેરે પ્રકાશકઃ શ્રીવિજયનીતિસૂરીશ્વરીજી લાયબ્રેરી અમદાવાદ. તેમજ 'ગુર્વાવલી" પૃષ્ઠ ૧૬ થી ૨૭ પ્રકાશકઃ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર.

૧૨. विद्यानन्दाभिधं तेन, कृतं व्याकरणं नवम् ।
भाति सर्वोत्तमं स्वल्पसूत्रं बह्वर्थसंग्रहम् ॥ ગુર્વાવલીઃ શ્લોકઃ ૧૭૧.

દીક્ષા લઈ ધર્મકીર્તિ નામે ઓળખાયા. તેઓ વિદ્યાભ્યાસ કરીને જ્યોતિષ્, મંત્ર અને સિદ્ધાંતના પ્રખર-વેત્તા ગણાયા.

તેમણે 'સંઘાચારભાષ્ય'ની રચના કરી. એ સિવાય કેટલાંયે સ્તુતિ–સ્તોત્રોની રચના કરી છે જે પૈકી "કાયસ્થિતિસ્તવ, ભવસ્થિતિસ્તવ, ચતુર્વિંશતિજિનસ્તવ, વળી ત્રસ્તાશર્મ સ્તવ, યૂયં યૂવાં ત્વં સ્તવ સુઅધમ્મ સ્તવ, દેવેન્દ્રૈરનિશં સ્તવ, जय वृषभ વગેરે આદિ પદવાળાં સ્તવોની રચના કરી છે

આ કથા–રચનામાં તેમણે આગમો અને સિદ્ધાંત ગ્રંથોના ઘણા ઉલ્લેખો ટાંકયા છે એટલું જ નહિ કથાની અંતે તેઓ कप्प–निसीह–कहायलिपमियणुसारेण—અર્થાત્–બૃહત્કલ્પસૂત્ર, નિશીથસૂત્ર અને કથાવલીને સામે રાખીને આ કથાની રચના કર્યાનું પ્રમાણ આપે છે. આ બધા ઉપરથી તેમનું સૈદ્ધાંતિક અવગાહન ઊંડું હતું, તેની પ્રતીતિ થાય છે.

તેઓ પ્રખર માંત્રિક હતા. હઠવિદ્યાના જાણકાર એક યોગીની શકિતને તેમણે બાંધી લીધી હતી.[13] તેઓ વિષાપહારિણી ઔષધિઓ વગેરેના પણ જાણકાર હતા.

તેમની વ્યાખ્યાન–શૈલી અપૂર્વ હતી. પેથડ નામનો મંત્રી તેમની વિદ્વત્તાથી આકર્ષાયો હતો અને તેણે તેમના ઉપદેશથી સં. ૧૩૨૦ માં અને તે પછી જુદા જુદા ગામોમાં જિનમંદિરો બંધાવ્યાં હતાં.[14]

શ્રીદેવેન્દ્રસૂરિનો સ્વર્ગવાસ સં. ૧૩૨૭ માં થયો હતો અને તેર દિવસ પછી તેમના પટ્ટધર વિદ્યાનન્દસૂરિનો પણ સ્વર્ગવાસ થયો. આથી દેવેન્દ્રસૂરિની પાટે ૪૬મા પટ્ટધર શ્રીધર્મકીર્તિ, ધર્મઘોષસૂરિ નામ ધારણ કરીને આવ્યા તેઓ તીર્થ–પ્રભાવના આદિ અનેક ધર્મકાર્યો અને ઘણી કૃતિઓનું નિર્માણ કરી સં. ૧૩૫૭ માં કાળધર્મ પામ્યા.[15]

**કથા છઠ્ઠી:**

આ કથાની એક સચિત્ર પ્રતિ પાટણના શ્રીહેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરના ભંડારના દા. નં. ૪૧ પોથી નં. ૭૬૦ની છે. તેનાં ૧૭ પત્રો છે. પ્રતિની સ્થિતિ અને લિપિ સારાં છે અને તેમાં સુંદર ૭ ચિત્રો આપેલાં છે. તેનું માપ ૧૧॥×૪॥ છે. આ પ્રતિ ઉપરથી નકલ કરીને આ કથા અહીં આપવામાં આવી છે.

આ પ્રતિમાં કર્તાનું નામ આપ્યું નથી. પરંતુ આ હાથપોથી સં. ૧૪૯૦માં લખાઈ છે એટલી જ માત્ર અંતે નોંધ છે એટલે તે પહેલાં આ કથા રચાઈ; એટલું નક્કી છે. વળી શ્રીધર્મઘોષસૂરિ કૃત (કથા નં. ૫) કથામાં આપેલી ગાથા નં. ૫ થી ૧૧મી સુધીની ગાથાઓ આ કથામાં પણ ગાથા નં. ૧૩ થી ૧૯ પર આપેલી છે, જે એક બીજાના અક્ષરશઃ ઊતારારૂપે છે. વળી મલધારી શ્રીહેમચંદ્રસૂરિ કૃત (કથા નં. ૨) કથામાં આપેલી ગાથા નં. ૩ થી ૫ મી સુધીની ગાથાઓ પણ આ કથામાં ગાથા નં. ૪ થી ૬ પર સીધા ઊતારારૂપે આપેલી છે.

આ સમગ્ર કથાને બીજી કથાઓની તુલનાએ અવલોકીએ તો થોડાક ફેરફાર કે પદ–પરિવર્તનો કરીને આખી કથાનું ઘડતર થયું હોય એમ લાગ્યા વિના રહેતું નથી. એટલે મલધારી શ્રીહેમચંદ્રસૂરિ અને શ્રીધર્મઘોષસૂરિના જ ઊતારાઓ આ કથાકારે લીધા હોય એમ માનવામાં ખાસ બાધ નથી. આ

૧૩. "સોમસૌભાગ્યકાવ્ય" સર્ગ ૩ શ્લોકઃ ૪૧ થી ૪૫, તેમજ "ગુર્વાવલી" શ્લોક ૨૨૧ થી ૨૨૪

૧૪. प्रबोधितो येन नयेन साधुः, पृथ्वीधरः साधुपुरन्दरोऽसौ ।
स्फारान् विहारांश्चतुरश्चतुर्भिः, समन्वितांशीतिमितानकार्षीत् ॥ સોમસૌભાગ્યકાવ્યઃ સર્ગ ૩ શ્લોક ૩૬.
આ જૈન મંદિરો કયા કયા ગામોમાં બંધાવ્યાં તેની વિગત માટે જુઓઃ ગુર્વાવલી શ્લોક ૧૯૧ થી ૨૦૧.

૧૫. यः स्वर्गमापत् तुरगेषुविश्वमितेऽब्दके १३५७ विक्रमतः क्षितीन्द्रात् ।
श्रीधर्मघोषः कृतपुण्यपोषः, स रातु संघाय विभुः सुखानि ॥ ગુર્વાવલીઃ શ્લોકઃ ૨૫૬.

ઉપરથી એમ કહી શકાય કે સં. ૧૩૦૦ થી સં. ૧૪૯૦ સુધીના વચગાળાના સમયમાં આ કથા રચાઇ હોવી જોઇએ.

**કથા સાતમી:**

આ કથાની એક માત્ર તાડપત્રીય પોથી પાટણના શ્રીહેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરના ભંડારના દા. ૭૧, પોથી નં. ૮૪ની છે. આ પ્રતિનાં ૨૧ પત્રો છે. અંતિમ પત્ર પૂર્વભાગમાં અર્ધ તૂટેલું છે. પ્રતિની સ્થિતિ અને લિપિ એકંદર સારી છે અને પ્રાયઃ અશુદ્ધ છે. તેનું માપ ૧૪ાા × ૧ાા છે. આ પ્રતિની સ્થિતિ જોતાં લગભગ ચૌદમા સૈકામાં લખાઇ હોય એમ લાગે છે. આના ઉપરથી નકલ કરીને આ કથા અહીં આપવામાં આવી છે.

આ કથાના કર્તા કોણ છે; એ સંબંધી જાણવાને કશું સાધન પ્રાપ્ત થયું નથી.

**કથા આઠમી:**

આ કથાના સંપાદનમાં મેં A B C D1, D2, D3. સંજ્ઞાવાળી છ પ્રતિઓનો ઉપયોગ કર્યો છે. A સંજ્ઞક પ્રતિ અમદાવાદના ડેલાના ઉપાશ્રયના ભંડારમાં કુકડેશ્વરથી આવેલા હસ્તલિખિત ગ્રંથોમાંની સચિત્ર કલ્પસૂત્રની અંતે આપેલી આ કથા છે. આની લિપિ સુંદર મોટા અક્ષરોની છે. એકંદર પ્રતિ શુદ્ધ છે. તેનું માપ ૧૦ાા × ૪ાા છે. તેની અંતે પ્રશસ્તિ કે પુષ્પિકા વગેરે કંઈ જ નથી. પણ લગભગ સોળમા સૈકામાં લખાયેલી જણાય છે. આ પ્રતિ ઉપરથી નકલ કરી લેવામાં આવી હતી.

બીજી B સંજ્ઞાવાળી પ્રતિ મુનિરાજ શ્રીપુણ્યવિજયજી મહારાજશ્રી પાસેથી મળી હતી. આ પ્રતિમાં પાંચ ચિત્રો છે. પ્રતિનું આલેખન શુદ્ધ નથી. ત્રીજી C સંજ્ઞાવાળી પ્રતિ લીંબડીના શેઠ આણંદજી કલ્યાણજી જૈન પુસ્તક ભંડારના દા. નં. ૧૨ પોથી નં. ૩૮ની છે. તેનાં પત્રાંક ૧૦૩ થી ૧૦૮ એટલે ૬ પત્રો છે. તેનું માપ ૧૦ × ૩ાા છે. આ પ્રતિ સામાન્યતઃ તાડપત્રના આકારની છે. આ પ્રતિની સ્થિતિ અને લિપિ સારી છે. લેખન બહુ શુદ્ધ નથી. આ પ્રતિ સં. ૧૪૮૧ માં લખાઇ છે; એવી નોંધની પુષ્પિકા આ સંગ્રહના પૃષ્ઠ ૯૦ માં આપેલી છે.

D1, D2, D3. સંજ્ઞાવાળી ત્રણ પ્રતિઓ અમદાવાદના ડેલાના ઉપાશ્રયના ભંડારમાંથી મળી હતી. D1, સંજ્ઞક પ્રતિ લગભગ પંદરમા સૈકામાં લખાયેલી જણાય છે, જ્યારે D2 પ્રતિ તાડપત્રીય આકારમાં સં. ૧૪૯૭માં લખાઇ છે અને D3 સંજ્ઞક પ્રતિ સં. ૧૫૦૬ માં લખાઈ છે. આ ત્રણે પ્રતિઓ પૈકી પાછલી બે કરતાં પહેલી કંઈક શુદ્ધ લખાયેલી છે. આ પ્રતિઓના પોથી નંબર અને પત્ર સંખ્યા નોંધવી રહી ગઇ છે. આ બધી પ્રતિઓમાંથી શુદ્ધ પાઠોનાં પાઠાંતરો લીધાં છે.

આ સિવાય ખંભાતના ભંડારની એક તાડપત્રીય પ્રતિ ૧૨ પત્રોની મળી હતી. આના બાર પત્રોમાં ૯૭મો શ્લોક અડધો આપેલો છે અને તે પછીનું પત્ર નષ્ટ થઇ ગયું છે, વળી ૯ મું પત્ર પણ ગૂમ થઈ ગયું છે. આનું માપ ૧૨ાા × ૨ાા છે. બીજી પ્રતિ અમદાવાદના ડેલાના ઉપાશ્રયના ભંડારની મળી હતી. પણ આ બંને પ્રતિઓ ખૂબ અશુદ્ધ હોવાથી તેનો ઉપયોગ મેં કર્યો નથી.

**૭. શ્રીભાવદેવસૂરિ:**

આ કથાના કર્તા શ્રીભાવદેવસૂરિ છે. તેઓ પોતે જ કાલકસૂરિના સંતાનીય હોવાથી તેની નોંધ કથાના અંતે આ રીતે આપે છે—

ताण कालगसूरीण, वंसुपन्नेण निम्मिया ।
सूरिणा भावदेवेण, एसा संखेवओ कहा ॥

આ કથાકારે "શ્રીપાર્શ્વનાથચરિત્ર" ની સંસ્કૃતમાં સં. ૧૩૧૨ માં રચના કરી છે અને તેની પ્રશસ્તિમાં તેમની પરંપરાની વિગત આપી છે. તેઓ શ્રીકાલકસૂરિસંતાનીય અને ચંદ્રકુળના ષંડિલ-

ગચ્છમાં થયેલા શ્રીભાવદેવસૂરિ, તેમના શિષ્ય શ્રીવિજયસિંહસૂરિ, તેમના શિષ્ય શ્રીવીરસૂરિ, તેમના શિષ્ય શ્રીજિનદેવસૂરિ અને એ જ ક્રમે ફરીથી થયેલા તે જ નામની શિષ્ય પરંપરાના આચાર્યો થયા તેમાં શ્રીજિનદેવસૂરિના શિષ્ય શ્રીયશો(ભદ્રસૂરિ) અને તેમના શિષ્ય શ્રીભાવદેવસૂરિ થયા; જેમણે આ "કાલિકાચાર્ય કથા" અને "શ્રીપાર્શ્વનાથચરિત"ની રચના કરી. તેમની ગુરુપરંપરા નીચે મુજબ છે—

ચન્દ્રકુળ—ખંડિલગચ્છ—કાલકસૂરિસંતાનીય

શ્રીભાવદેવસૂરિ
|
શ્રીવિજયસિંહસૂરિ
|
શ્રીવીરસૂરિ
|
શ્રીજિનદેવસૂર
|
શ્રીભાવદેવસૂરિ
|
શ્રીવિજયસિંહસૂરિ
|
શ્રીવીરસૂરિ
|
શ્રીજિનદેવસૂરિ
|
શ્રીયશો( ભદ્રસૂરિ )
|
શ્રીભાવદેવસૂરિ—પ્રસ્તુત કથાકાર ( સં. ૧૩૧૨ )[૧૬]

---

१६. आसीत् स्वामिसुधर्मसन्ततिभवो देवेन्द्रवन्द्यक्रमः, श्रीमान् कालिकसूरिरद्भुतगुणग्रामाभिरामः पुरा ।
जीयादेष तदन्वये जिनपतिप्रासादतुङ्गाचलभ्राजिष्णुर्मुनिरत्नगौरवनिधिः खण्डिलगच्छाम्बुधिः ॥४॥
तस्मिंश्चान्द्रकुलोद्भवः कुवलयोद्बोधैकबन्धुर्यशोज्योत्स्नापूरितविष्टपो विधुरिव श्रीभावदेवो गुरुः ।
यस्याख्यानसमानमेष बहुधो व्याधस्यमाणोऽधुना गच्छोऽगच्छदतुच्छगूर्जरभुवि प्रष्ठां प्रतिष्ठामिमाम् ॥५॥
मनसि घनविवेकस्नेहसंसेकदीप्तो, द्युतिमतनुत यस्य ज्ञानरूपः प्रदीपः ।
असमतमतमांसि ध्वंसयन्नग्रणाऽसौ, न खलु मलिनिमानं किन्तु कुत्रापि चक्रे ॥६॥
श्रीमाँस्ततो विजयसिंहगुरुर्मुनीन्द्रमुक्तावलीविमलनायकतां वितेने ।
ज्योतिः समुज्ज्वलतरं विकिरन् धरित्र्यां चित्रं न यस्तरलतां कलयाञ्चकार ॥७॥
दाक्षिण्यैकनिधिर्व्यधात्र सहजे देहेऽप्यहो ! वाञ्छितं, कारुण्यामृतवारिधिर्विनिदधे गुप्तौ स्वकीयं मनः ।
शान्तात्मानुचरं चिरस्य विनिजग्राहेन्द्रियाणां गणं, यो विज्ञातसमस्तवस्तुरभवत् तुल्यश्च हेमाश्मनोः ॥८॥
तदीयपट्टेऽजनि वीरसूरिर्यन्मानसे निर्मलदर्पणाभे ।
निरूपयामास सरस्वती सा त्रैविद्यविद्यामयमात्मरूपम् ॥९॥
सदाभ्यासावेशप्रथितपृथुमन्थानमथनादवाप्तं तर्काब्धेर्विबुधपतिसिद्धैरसमहितम् ।
यदीयं वाग्ब्रह्माऽमृतमकृत दर्पज्वरभरप्रशान्तिं निःशेषक्षितिवलयवादीन्द्रमनसाम् ॥१०॥

શ્રીભાવદેવસૂરિના ગુરુ શ્રીયશોભદ્રસૂરિ સંબંધે પણ કાંઈ જાણવા મળતું નથી.

"શ્રીપાર્શ્વનાથચરિત" ના અવલોકન ઉપરથી જણાય છે કે શ્રીભાવદેવસૂરિ મહાવૈયાકરણ, કાવ્ય-સાહિત્યના પ્રખર જ્ઞાતા, લૌકિકશાસ્ત્રોનું જ્ઞાન ધરાવનારા રસિક જિજ્ઞાસુ, સામુદ્રિકશાસ્ત્ર, અને ચિકિત્સા-શાસ્ત્રના પારંગત તેમજ જિનાગમ શાસ્ત્રોના ઊંડા ગવેષક હતા.

આ સિવાય તેમણે "યતિદિનચર્યા" અને આઠ પ્રકરણવાળો "અલંકાર સાર" નામનો ગ્રંથ રચ્યો છે. આ બંને ગ્રંથોની હાથપોથીઓ વડોદરામાં પ્રવર્ત્તક શ્રીકાંતિવિજયજીના ગ્રંથ ભંડારમાં છે.

**કથા નવમી**

આ કથાના સંપાદનમાં મેં L1, L2, D1, D2 સંજ્ઞાવાળી ચાર પ્રતિઓનો ઉપયોગ કર્યો છે. તેમાંથી L1 અને L2 સંજ્ઞાવાળી બે પ્રતિઓ લીંબડીના શ્રી આણંદજી કલ્યાણજીના પુસ્તક ભંડારની છે. "લીંબડી–જ્ઞાન મંદિરના હસ્તલિખિત ગ્રંથોનું સૂચીપત્ર" નામના તે ભંડારના પ્રકાશિત સૂચીમાં જણાવેલ નંબર ક્રમશઃ ૫૦૭ અને ૫૦૪ની આ હાથપોથીઓ છે. પહેલીપ્રતિનાં ૮ પત્રો છે અને તેમાં આઠ ચિત્રો છે. આ પ્રતિ કંઈક જીર્ણ છે પણ લિપિ સારી છે. તેનું માપ ૧૦॥×૪॥ છે. આ પ્રતિ લગભગ પંદરમા સૈકાના ઉત્તરાર્ધમાં લખાઇ હોય એમ લાગે છે. આ આદર્શ ઉપરથી પ્રતિલિપિ કરવામાં આવી હતી. બીજી પ્રતિ બે પત્રની છે અને સં. ૧૫૭૭માં લખાયાની તેની અંતે આપેલી પુષ્પિકા, જે આ સંગ્રહના પૃષ્ઠ ૯૬ ઉપર આપી છે, તેમાં નોંધ છે.

ત્રીજી અને ચોથી D1 અને D2 સંજ્ઞક પોથીઓ અમદાવાદના ડેલાના ઉપાશ્રયના ભંડારની છે. તેમાંની પહેલી પાંચ પત્રોની છે. આ પ્રતિ સં. ૧૫૬૬માં લખાયાની અંતે પુષ્પિકા છે, જે આ સંગ્રહના પૃષ્ઠ ૯૬ ઉપર આપવામાં આવી છે. મને મળેલી બધી પ્રતિઓ કરતાં આ પ્રતિમાં ૫૭મો એક શ્લોક વધારે આપેલો છે, જે આ કથાના રચયિતા અને રચના કાળનો ઉલ્લેખ કરે છે. આ પ્રતિ સચિત્ર છે અને લિપિ સાધારણ છે. ચોથી D2 સંજ્ઞક પ્રતિ ૮ પત્રોની છે. લિપિ સારી છે પણ પાઠ શુદ્ધ નથી. આ ત્રણે પ્રતિઓનાં ઉપર્યુક્ત પાઠાંતરો નોંધ્યા છે.

**૮. શ્રી ધર્મપ્રભસૂરિઃ**

ઉપર્યુક્ત D1 સંજ્ઞાવાળી પ્રતિમાં, જે એક વધારાનો શ્લોક આપ્યો છે તે આ છેઃ—

इति श्रीकालिकाचार्यकथा संक्षेपतः कृता ।
अष्टाङ्कयक्ष वर्षेऽसौ (१३८९) श्रीधर्मप्रभसूरिभिः ॥

આ નોંધ આ કથાના કર્તા શ્રી ધર્મપ્રભસૂરિએ સં૦ ૧૩૮૯માં આની રચના કર્યાની માહિતી પૂરી પાડે છે "અંચલ ગચ્છીય પટ્ટાવલી" ઉપરથી શ્રીધર્મપ્રભસૂરિ વિષેની હકીકત આ પ્રમાણે મળે છે. "તેઓ ભિન્નમાલના શ્રીમાલી શેઠ લીંબા અને તેમનાં પત્ની વિજલદેના ધર્મચંદ્ર નામે પુત્ર હતા. તેમનો જન્મ

---

तस्मादभूत् संयमराज्यनेता, मुनीश्वरः श्रीजिनदेवसूरिः ।
यो धर्ममारोप्य गुणे विशुद्धध्यानेषुणा मोहरिपुं विभेदे ॥११॥
आद्यनामक्रमेणैवं प्रसर्पति गुरुक्रमे ।
पुनः श्रीजिनदेवाख्या बभूवुर्वरसूरयः ॥१२॥
येषां पादारविन्दारुणनखशिखारागभूयोऽभिरज्यल्लक्ष्मीलीलानिवासान् विमलगुणभृतो भेजिरे राजहंसाः ।
आकृष्टानेकलोकभ्रमरकृतनमस्कारझङ्काररम्यो, येषामद्यापि लोके स्फुरति परिमलोऽसौ यशोनामधेयः ॥१३॥
तेषां विनेयविनयी बहु भावदेवसूरिः प्रसन्नजिनदेवगुरुप्रसादात् ।
श्रीपत्तनाख्यनगरे रविविश्व(१३१२)वर्षे, पार्श्वप्रभोश्चरितरत्नमिदं ततान ॥१४॥

જુઓ 'શ્રીપાર્શ્વનાથચરિત'ની પ્રશસ્તિઃ પ્રકાશકઃ યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર.

સં. ૧૩૩૧ માં થયો હતો. અને સં. ૧૩૪૧ માં જાલોરમાં જ વિધિપક્ષ અંચલગચ્છીય શ્રીદેવેન્દ્રસૂરિ પાસે દીક્ષા લીધી હતી. સં. ૧૩૫૯ માં તેઓએ આચાર્યપદ મેળવ્યું. સં. ૧૩૭૧ માં પાટણમાં તેઓ ગચ્છનાયક થયા. તેઓ ૬૩ વર્ષની વયે આસોટી ગામમાં સં. ૧૩૯૩ માં સ્વર્ગસ્થ થયા."[૧૭]

આ સિવાય તેમણે "ત્રૈલોક્યપ્રકાશ" નામનો જ્યોતિષ વિષયનો ગ્રંથ રચ્યો છે. તેમાં "ચૂડામણિ-સારોદ્ધાર" ને અનુસારે "અર્ઘકાણ્ડ" લખ્યો છે એમ તેમણે તે "અર્ઘકાણ્ડ"ની આદિમાં જ अतः परं चूडामणिसारोद्धारेणार्घकाण्डमुच्यते ના કથનદ્વારા સૂચવ્યું છે.

શ્રીમોહનલાલ દેસાઈ[૧૮] અને શ્રીબુદ્ધિસાગરસૂરિજીએ[૧૯] નોંધ્યું છે કે "શ્રીધર્મપ્રભસૂરિનું બીજું નામ પ્રજ્ઞાતિલકસૂરિ હતું." આ શા આધારે લખાયું છે તે જાણવામાં આવ્યું નથી.

શ્રીધર્મપ્રભસૂરિના શિષ્યો પૈકી શ્રીસિંહતિલકસૂરિ અને શ્રીરત્નપ્રભનાં નામ મળે છે. શ્રીરત્નપ્રભે સં. ૧૩૯૨ માં "અંતરંગસંધિ" અપભ્રંશમાં રચી હતી.[૨૦]

**કથા દશમી:**

આ કથાની એક તાડપત્રીય હાથપોથી પાટણના શ્રીહેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરના દા. નં. ૬૯ પોથી નં. ૮૧ ની મળી હતી. તેનાં પત્રાંક: ૧૩૯ થી ૧૫૧ એટલે ૧૩ પત્રો છે. તેમાં ૧૪૧ મું પત્ર ગુમ થયેલું છે; તેથી આમાં એટલો પાઠ રહી ગયો છે. તેનું માપ ૧૩ાા × ૨ા છે. લિપિ સારી છે પણ ખૂબ ભુંસાઈ ગઈ છે. છેલ્લું પત્ર તૂટેલું છે.

આ કથાની બીજી પ્રતિની નોંધ પાટણના ખેતરવસી ભંડારમાં હોવાનું પાછળથી જણાયું. તેનો ઉપયોગ કરાય એટલો સમય નહોતો.

**૯. શ્રીવિનયચંદ્રસૂરિ:**

પ્રસ્તુત આદર્શ સિવાયની બીજી પ્રતિની નોંધ "પત્તનસ્થપ્રાચ્યજૈનભાંડાગારીયગ્રંથસૂચી" નામના પુસ્તકના પૃષ્ઠ ૨૬૧ ઉપરથી જે મળે છે તેમાં અંતે એક શ્લોક વધારે આપ્યો છે. જે આ કથાના કર્તા અને તેમના ગુરુનું પ્રમાણ આ રીતે આપે છે:

सिरिरविप्पहसूरीणं, सीसेणं विणयचंदनामेण ।
पज्जोसवणाकप्पो, पसो संखेवओ विहिओ ॥

આટલી માત્ર નોંધ આ કથાકારનો કંઈક વિસ્તૃત પરિચય મેળવવા માટે પ્રેરક બને છે.

શ્રીરવિપ્રભસૂરિના શિષ્ય શ્રીવિનયચંદ્ર કાવ્ય-સાહિત્યના પ્રખર વિદ્વાન હતા. તેમણે સં. ૧૨૮૫ લગભગમાં "શ્રીપાર્શ્વનાથચરિત" આદિ વીશ પ્રબંધોની રચના કરી હતી.[૨૧] તેમનો "કવિશિક્ષા" નામનો કાવ્ય-સાહિત્ય પર રચેલો (વિનયાંક) ગ્રંથ અદ્યાવધિ અપ્રકાશિત "પત્તનસ્થપ્રાચ્યજૈનભાંડાગારીય ગ્રંથસૂચી"ના પૃષ્ઠ ૪૮ ઉપર નોંધેલો છે આ ગ્રંથના પ્રથમ શ્લોકમાં તેઓ પ્રતિજ્ઞા કરતાં કહે છે કે—

नत्वा श्रीभारतीं देवीं, बप्पभट्टिगुरोर्गिरा ।
काव्यशिक्षां प्रवक्ष्यामि, नानाशास्त्रनिरीक्षणात् ॥

અર્થાત્—શ્રીસરસ્વતી દેવીને નમસ્કાર કરીને હું આ 'કાવ્યશિક્ષા' નામનો ગ્રંથ વિવિધ શાસ્ત્રોનું

---

૧૭. "અંચલગચ્છીય મોટી પટ્ટાવલી" પૃષ્ઠ ૨૧૮.
૧૮. "જૈન ગૂર્જર કવિઓ" ભા. ૨ પૃષ્ઠ ૭૬૯
૧૯. "ગચ્છમતપ્રબંધ અને સંઘપ્રગતિ તથા જૈનગીતા" પૃષ્ઠ ૨૧૧.
૨૦. "પત્તનસ્થપ્રાચ્યજૈનભાંડાગારીયગ્રંથસૂચી" પૃષ્ઠ ૪૦૩
૨૧. "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ." પૃષ્ઠ ૩૯૨, પારા ૫૬૪.

અવલોકન કરીને ગુરુ શ્રીબપ્પભટ્ટિની વાણીમાં રચીશ.

શ્રીબપ્પભટ્ટિ કાવ્યશૈક્ષ તરીકે પ્રસિદ્ધ છે. તેથી શ્રીવિનયચંદ્રે તેમના કોઈ "કાવ્યશિક્ષા" ગ્રંથનો આમાં ઉપયોગ કર્યો હશે. આ ગ્રંથમાં તેમણે અનેક જૈન અજૈન ગ્રંથકારો અને કવિઓનાં નામોનો ઉલ્લેખ કર્યો છે. તેમણે સૌથી વધારે ધ્યાન ખેંચે તેવી ભૌગોલિક માહિતી તેમાં આપી છે, તે નોંધપાત્ર છે. તેમણે ૮૪ દેશોનાં નામો આપ્યાં છે, ને તે પૈકી નવ હજાર ગામનો સુરાષ્ટ્ર, એકવીસ હજાર ગામનો લાટદેશ, સિત્તેર હજાર ગામનો ગૂર્જરદેશ વગેરેની નોંધ આપી છે. દુર્ભાગ્યે આ ગ્રંથ અપૂર્ણ મળે છે. સંભવ છે કે, જેસલમેરના ભંડારમાં તપાસ કરતાં આની બીજી પ્રતિ પૂર્ણ મળી આવે.

પ્રાયઃ આ જ શ્રીવિનયચંદ્રે સં. ૧૨૮૬ માં "શ્રીમલ્લિનાથચરિત" મહાકાવ્ય રચ્યું છે અને શ્રીઉદયસિંહે રચેલી "ધર્મવિધિવૃત્તિ"નું સંશોધન પણ તેમણે જ કર્યું છે.

**કથા અગિયારમી:**

આ કથાના સંપાદનમાં મેં P1, P2, D1, D2, D3, D4, L1, L2, સંજ્ઞાવાળી ૮ પ્રતિઓનો ઉપયોગ કર્યો છે. આમાંથી P1 અને P2 સંજ્ઞક પ્રતિઓ સંશોધક શિરોમણિ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજશ્રીના સંગ્રહમાંથી મને મળી હતી. તેમાંની P1 સંજ્ઞક પ્રતિ આઠ પત્રોની છે અને તેમાં સુંદર પાંચ ચિત્રો છે પ્રતિની સ્થિતિ અને લિપિ સારી છે. તેનું માપ ૧૦। × ૪।। છે. આ પ્રતિ સં. ૧૫૦૩ માં લખાયેલી છે. આ આદર્શ ઉપરથી આ કથાની નકલ કરી લીધી હતી. બીજી P2 સંજ્ઞક પ્રતિ ૧૧ પત્રોની છે અને તેમાં ૬ ચિત્રો છે.

D1, D2, D3, D4 સંજ્ઞાવાળી ચાર પ્રતિઓ અમદાવાદના ડેલાના ઉપાશ્રયના ભંડારની છે. આ ચારેય પ્રતિઓ દા. નં. ૭૫ની છે અને એનો ક્રમશઃ પોથી નંબર ૬૨, ૬૦, ૫૯ અને ૬૧ છે. પહેલી D1 સંજ્ઞક પ્રતિ ૯ પત્રોની છે. આ પ્રતિ શુદ્ધ નથી. D2 સંજ્ઞક પ્રતિ ૧૦ પત્રોની છે. આમાં કેટલાક પાઠો ભિન્ન પ્રકારના મળી આવે છે. આ બંને પ્રતિઓ સોળમા સૈકાની લાગે છે. D3 સંજ્ઞક પ્રતિ ૬ પત્રોની છે. આની લિપિ સુંદર મરોડવાળી છે અને સં. ૧૫૯૪ માં લખાઈ છે. આ પ્રતિના પાઠો ધ્યાન ખેંચે એવા છે. D4 સંજ્ઞક પ્રતિ ૧૬ પત્રોની છે અને લગભગ સત્તરમા સૈકામાં લખાયેલી અશુદ્ધ પાઠોવાળી છે.

L1 સંજ્ઞક પ્રતિ ૧૭ પત્રોની સચિત્ર છે. આની લિપિ એકંદરે ઠીક છે અને અંતે સં. ૧૫૯૦ માં લખ્યાની નોંધ સાથેની ૧૫ શ્લોકની પ્રશસ્તિ છે. આ પ્રતિની અંતે આપેલી નોંધ આ કથાના કર્તાનું નામ આપે છે.[૨૨] L2 સંજ્ઞક પ્રતિ પત્રાંકઃ ૭૪ થી ૮૩ એટલે ૧૦ પત્રોની છે. આમાંના પાઠો તદ્દન અશુદ્ધ છે અને D1 સંજ્ઞક પ્રતિની સાથે તેના કેટલાક પાઠો મળતા થાય છે. આ સાતે પોથીઓના ઉપયુક્ત પાઠાંતરો મેં નોંધ્યા છે.

**૧૦. શ્રીજયાનંદસૂરિ:**

આ કથાના કર્તાની નોંધ L1 સંજ્ઞાવાળી પ્રતિ આ પ્રમાણે આપે છેઃ—

इति श्रीभट्टा० प्रभुश्रीजयानन्दसूरिपदम(पाद)पद्मैः [:] विरचिता कालकाचार्यकथा समाप्तः(प्ता) ॥

આ નોંધ ઉપરથી આ કથાના કર્તા શ્રીજયાનંદસૂરિ હોવાનું જણાય છે અને આ કથાની પહેલી ગાથામાં આપેલા जयउ जयाणंदयरो વાળા પાઠમાં આ કથાના કર્તાનું ગર્ભિત નામ સૂચિત થાય છે, જે આપણને વિશેષ પરિચય મેળવવા પ્રેરે છે. સં. ૧૫૦૩ માં લખાયેલી આ કથાની પોથીઓથી જણાય છે કે તેઓ નિશ્ચયે પંદરમા સૈકા પહેલાં થયા છે.

---

૨૨. જુઓ : આ સંગ્રહનું પૃષ્ઠ ૧૧૦.

ઉપાધ્યાય શ્રીધર્મસાગર ગણિએ રચેલી "તપાગચ્છપટ્ટાવલી" માં ૪૮ મા ગચ્છનાયક શ્રીસોમતિલકસૂરિના શિષ્ય શ્રીજયાનંદસૂરિનું નામ મળે છે. તેમનો જન્મ સં. ૧૩૮૦માં થયો હતો અને બાર વર્ષની ઉંમરે એટલે સં. ૧૩૯૨ ના અષાડ સુદિ ૭ ના રોજ દીક્ષા લીધી હતી. તેમને સં. ૧૪૨૦ માં પાટણમાં સૂરિપદ આપવામા આવ્યું હતું. તેમણે "સ્થૂલભદ્રચરિત્ર" અને 'દેવાઃ પ્રભોઽય' પદથી શરૂ થતા સ્તવન આદિની રચના કરી છે. સં. ૧૪૧૦ માં શ્રીજયાનંદસૂરિએ રચેલો "ક્ષેત્રપ્રકાશ રાસ" જૂની ગૂજરાતીમાં રચેલો મળે છે, તે શ્રીજયાનંદસૂરિ સંભવતઃ આ જ હોય. તેમના ઉપદેશથી મંત્રી પેથડે ગ્રંથલેખન, સંઘભક્તિ વગેરે ધાર્મિક કાર્યો કર્યાં હતાં.[૨૩] તેઓ સં. ૧૪૪૧ માં સ્વર્ગસ્થ થયા. આ આચાર્યે સં. ૧૪૩૯ માં પ્રતિષ્ઠા કર્યાના ઉલ્લેખો મળે છે.[૨૪] આગમગચ્છીય જયાનંદસૂરિએ આ પ્રતિષ્ઠા કરાવી નથી; એ નક્કી છે કેમકે આગમગચ્છીય આચાર્યો પ્રતિષ્ઠા કરાવતા નથી પરંતુ પ્રતિષ્ઠાનો ઉપદેશ આપે છે.

બીજા જયાનંદસૂરિ, જેમના શિષ્ય અમરચંદ્રે "સિદ્ધહેમ વ્યાકરણ" પર અવચૂર્ણિકાની પ્રથમ પુસ્તિકા સં. ૧૨૬૪ માં લખી હતી. પરંતુ આ પ્રાચીન જયાનંદસૂરિ આ કથાના કર્તા હોવાનો સંભવ નથી[૨૫]

લગભગ આ અરસામાં એક જયાનંદસૂરિ આગમગચ્છમાં પણ થયા છે. સં. ૧૪૮૩, સં. ૧૪૭૬;[૨૬] સં. ૧૪૯૬[૨૭] માં તેમના ઉપદેશથી પ્રતિષ્ઠા કરાયાના ઉલ્લેખો મળે છે. આ જયાનંદસૂરિ શ્રીસાધુરત્નસૂરિના શિષ્ય હતા અને તેમને શ્રીદેવરત્નસૂરિ,[૨૮] શ્રી વિવેકરત્નસૂરિ વગેરે મુખ્ય શિષ્યો હતા.[૨૯] આ જયાનંદસૂરિની કોઈ ગ્રંથરચના જાણવામાં નથી. આ કથાના રચયિતા આ જયાનંદસૂરિ નહીં હોય એમ મારું માનવું છે.

**કથા બારમીઃ**

આ કથાની એક માત્ર પ્રતિ બીકાનેરવાસી સાહિત્યપ્રેમી શ્રીઅગરચંદજી નાહટા પાસેથી મળી હતી. તેનાં બાલાવબોધ સાથેનાં ૧૯ પત્રો હતાં. આ પ્રતિની લિપિ સારી નથી તેમજ પાઠો પણ ખૂબ અશુદ્ધ છે. સં. ૧૬૨૫માં આ પ્રતિ લખાઈ છે. તેનું માપ ૧૦॥×૪॥ છે.

**૧૧. શ્રીકલ્યાણતિલક ગણિઃ**

આ કથાની અંતે આપેલા શ્લોકમાં કર્તાએ પોતાનું નામ અને ગુરુનું નામ નીચે મુજબ ઉલ્લેખ્યું છેઃ—

अप्पमइ सीसहेउं, कयं कहाणयमिण [ हु ] समासेणं ।
सिरिजिणसमुद्दसुहगुरुसुसीसकल्लाणतिलएण ॥

આ નોંધ ઉપરથી ખરતરગચ્છીય શ્રીજિનસમુદ્રસૂરિના શિષ્ય શ્રીકલ્યાણતિલક ગણિએ આ કથાની રચના કરી. આ કથા ઉપરનો બાલાવબોધ પણ આજ કર્તાએ રચ્યાનો ઉલ્લેખ બાલાવબોધની અંતે આપ્યો છે.[૩૦]

---

૨૩. "પુરાતત્ત્વ" પુ. ૧ અંક ૧. માં મુનિશ્રી પુણ્યવિજયજીનો "એક ઐતિહાસિક પ્રશસ્તિ" શીર્ષક લેખ અને "શ્રીતપાગચ્છપટ્ટાવલી" ભા. ૧ પૃ. ૧૮૦ પ્રકાશક : શ્રી વિજયનીતિસૂરિજી જૈન લાયબ્રેરી—અમદાવાદ.

૨૪. "ધાતુપ્રતિમા લેખસંગ્રહ" ભા. ૨ લેખાંક ૬૧૩.

૨૫. "જૈનપુસ્તકપ્રશસ્તિસંગ્રહ" પૃષ્ઠ ૧૧૪.

૨૬. 'ધાતુ પ્રતિમાલેખસંગ્રહ ભા. ૨ : લેખાંક ૪૭૦.

૨૭. " " " " ૧૦૮૬.

૨૮. આ દેવરત્નસૂરિના જીવન વિષે જુઓઃ જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચય" માં દેવરત્નસૂરિ ફાગ" પૃ. ૧૫૦.

૨૯. જૈન ગૂર્જર કવિઓઃ ભા. ૩, ખંડ ૨, પૃષ્ઠ ૨૨૩૧.

૩૦. જુઓઃ આ સંગ્રહનું પૃષ્ઠ ૧૨૧.

શ્રીકલ્યાણુતિલક ગણિના ગુરુ જિનસમુદ્રસૂરિ સંબંધે "ખરતરગચ્છપટ્ટાવલીસંગ્રહ"માં આપ્યા મુજબ—તેઓ ખરતરગચ્છના ૫૭મા ગચ્છનાયક શ્રીજિનચંદ્રસૂરિના પટ્ટધર હતા. તેઓ બાહડમેરના રહેવાસી પારેખ ગોત્રના દેકા સાહ અને તેમની ભાર્યા દેવલદેવીના પુત્ર હતા. તેમનો જન્મ સં. ૧૫૦૬માં થયો અને સં. ૧૫૨૧માં દીક્ષા લીધી. સં. ૧૫૩૦માં જેસલમેરમાં સંઘપતિ સોનપાલે કરેલા મહોત્સવપૂર્વક આચાર્યપદ આપવામાં આવ્યું. તેઓ સં. ૧૫૫૫માં અમદાવાદમાં સ્વર્ગસ્થ થયા. તેમના શિષ્યો પૈકી એક કલ્યાણુતિલક ગણિએ આ કથાની રચના કરી. તેમની બીજી રચનાઓ કે ચરિત્ર સંબંધે જાણવાને કશું સાધન નથી.

**કથા તેરમી:**

આ કથાની પ્રતિલિપિ બીકાનેરવાસી સાહિત્યપ્રેમી શ્રીઅગરચંદજી નાહટા પાસેથી બીકાનેરના બૃહદ્‌જ્ઞાનભંડારની પ્રતિ નં. ૧૫ ઉપરથી કરીને મોકલેલી મળી હતી. તેમના જણાવવા મુજબ આ પ્રતિ ૧૯મી શતાબ્દિમાં લખાયેલી છે. પ્રતિલિપિ તદ્દન અશુદ્ધ હતી, અને મૂળ પ્રતિ મને મળી શકી નહોતી. તેથી તેની પત્રસંખ્યા કે પુષ્પિકા વગેરે કશું જાણી શકાયું નથી.

પાટણના શ્રીહેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરના ભંડારની દા. નં. ૧૩૧ પોથી નં: ૩૯૯૮ની પત્રાંકઃ ૮૬ થી ૯૨ એટલે ૭ પત્રોની મળી હતી. આ પ્રતિ સં. ૧૫૨૫માં લખાઇ છે અને બીજી એ જ ભંડારના દા. નં. ૨૧૭ પોથી નં. ૧૦૧૩૧ની ૨૦ પત્રોની છે, આ પ્રતિમાં આ કથા બાલાવબોધ સાથે આપેલી છે. પણ ઉપર્યુક્ત પ્રતિલિપિ અને આ પ્રતિઓના પાઠો શુદ્ધ નહોતા તેથી પોથી નં. ૩૯૯૮ સાથે પ્રતિલિપિને મેળવીને શુદ્ધ પાઠ તૈયાર કર્યો છે. પાઠાંતરો એક યા બીજી રીતે અશુદ્ધ મળતાં હોવાથી અહીં નોંધ્યાં નથી. વળી આના પરનો બાલવબોધ ભાષાની દૃષ્ટિએ ઉપયોગી થાય એમ નહોતો તેથી આપ્યો નથી.

**૧૨. શ્રીદેવેન્દ્રસૂરિ:**

ઉપર્યુક્ત પોથી નં. ૩૯૯૮ વાળી પ્રતિની અંતે—**इयं कथा श्रीकालिकाचार्यस्य देवेन्द्रसूरिणा विरचिता** એમ લખેલું હોવાથી આ કથા શ્રીદેવેન્દ્રસૂરિએ રચી હોય એમ પ્રમાણિત થાય છે. દેવેન્દ્રસૂરિ ઘણા થયા છે. પરંતુ મારી ધારણા મુજબ આ દેવેન્દ્રસૂરિ તે જ હોવા જોઈએ કે જેઓ શ્રીજગચ્ચંદ્રસૂરિના શિષ્ય હતા.

શ્રીજગચ્ચંદ્રસૂરિના શિષ્ય શ્રીદેવેન્દ્રસૂરિ સંબંધે શ્રીધર્મસાગરીય "તપાગચ્છપટ્ટાવલી"માંથી જે હકીકત મળે છે તેનો સારભાગ એ છે કે—શ્રીદેવેન્દ્રસૂરિ મહાપ્રભાવક આચાર્ય હતા. તેમણે મેવાડનરેશ સમરસિંહ અને તેમની માતા જયતલ્લા દેવીને ધર્મબોધ પમાડયો હતો. કહેવાય છે કે સમરસિંહ નરેશે તેમના ઉપદેશથી પોતાના રાજ્યમાં અમારિ પળાવી અને તેમની રાજમાતા જયતલ્લા દેવીએ ચિતોડના કિલ્લામાં શામળિયા પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું હતું.[૩૨]

આ દેવેન્દ્રસૂરિએ શિથિલાચારીઓને ક્રિયાશુદ્ધ કરવામાં શ્રીજગચ્ચંદ્રસૂરિ સાથે મોટો ભાગ ભજવ્યો હતો. તેમણે પોતાના ગુરુભાઈ શ્રીવિજયચંદ્રસૂરિ, જેમણે કેટલીક સાધુઆચારમાં શિથિલતા પ્રસારતી પ્રરૂપણા કરી હતી તેથી તેમને ગચ્છ બહાર કર્યા હતા.[૩૩]

---

૩૧. પ્રકાશક : પૂરણચંદજી નાહાર, કલકત્તા.

૩૨. જુઓ: શ્રીગૌરીશંકર ઓઝાજી કૃત "રાજપુતાનેકા ઇતિહાસ" પૃષ્ઠ ૪૦૩.

૩૩. આ વિજયચંદ્ર ગૃહસ્થાવસ્થામાં ગૂજરાતના પ્રસિદ્ધ મંત્રીવર્ય શ્રીવસ્તુપાલના હિસાબ લખનાર મહેતા હતા. મંત્રીએ ગુનામાં આવતાં તેમને કારાગૃહમાં નાખ્યા. ખંભાતમાં વસ્તુપાલ પાસે તેમની પત્ની અનોપમાદેએ તેમને કારાગૃહમાંથી મુક્ત કરાવી દીક્ષા અપાવી; અંતે આચાર્યપદ પણ તેમણે અપાવ્યું હતું. જગચ્ચંદ્રસૂરિ અને દેવભદ્રગણિના સ્વર્ગસ્થ

શ્રીદેવેન્દ્રસૂરિએ રચેલા ગ્રંથો પૈકી "શ્રાદ્ધદિનકૃત્ય–સવૃત્તિ, સિદ્ધપંચાશિકા–સવૃત્તિ, પંચનવ્યકર્મ-ગ્રંથ–સટીક, ધર્મરત્નપ્રકરણ–બૃહદ્વૃત્તિ, ચૈત્યવંદનાદિભાષ્યત્રય, વંદારુવૃત્તિ, સુદર્શનચરિત્ર, ચંદ્રદંડિકા, 'ચત્તારિ અટ્ઠદસ' ગાથાવિવરણ, 'સિરિઉસહવદ્ધમાણુ' પ્રમુખ સ્તવન" વગેરે રચનાઓ ઉપલબ્ધ થાય છે.

શ્રીદેવેન્દ્રસૂરિ વિ. સં. ૧૩૨૭માં માળવા દેશમાં સ્વર્ગસ્થ થયા હતા.

આ ઉપરથી આ કથા–કૃતિ જો શ્રીદેવેન્દ્રસૂરિની હોય તો તે લગભગ તેરમા સૈકાના ઉત્તરાર્ધમાં કે ચૌદમા સૈકાની શરૂઆતમાં તેમણે આ કથા રચી હશે એમ માની શકાય.

**કથા ચોદમી:**

આ કથા એક માત્ર તાડપત્રીય પ્રતિ અમદાવાદના ડેલાના ઉપાશ્રયના ભંડારમાં લગભગ ત્રણેક તાડ-પત્રીય પોથીઓ છે, તેમાંની એક છે. એ ભંડારની અંતર્ગત B નંબરના ભંડારમાં આ પોથી રાખવામાં આવી છે. આ પ્રતિના પત્રાંક: ૧૦૭ થી ૧૨૦ એટલે ૧૪ પત્રો છે. પ્રતિની સ્થિતિ અને લિપિ સારાં છે. તેનું માપ ૧૩×૨ છે, પણ બધાં પત્રો એકસરખાં નથી, આ પ્રતિ ઉપરથી આ કથાની નકલ કરી લીધી હતી.

આ પોથીની અંતે આપેલી પ્રશસ્તિ પછી લેખનસંવત આપ્યો છે પણ તેના અંક સ્પષ્ટ નથી. મને લાગે છે કે, આ અંક સં. ૧૪૦૨નો હશે. પોથીની સ્થિતિ ઉપરથી પણ એ જ સમયની હોવાનું જણાય છે. પ્રશસ્તિ વગેરે કથાલેખકથી બીજા અક્ષરોમાં લખાયેલી છે. એટલે કથા કંઈક તે પહેલાં લખાયેલ હોવી જોઈએ.

**૧૩. શ્રીરામભદ્રસૂરિ:**

આ કથાની અંતે કથાકારે પોતાનો પરિચય નીચે મુજબ આપ્યો છે—

> वादिश्रीदेवसूरीणां, गच्छव्योमैकभास्करः ।
> सैद्धान्तिकशिरोरत्नं, श्रीजयप्रभसूरयः ॥१२३॥
> स्वल्पधीरपि तच्छिष्यः, सिद्धसारस्वतः स्वतः ।
> रामभद्रः कथामेतां, रचयामास साद्भुताम् ॥१२८॥

આ નોંધ ઉપરથી આ કથાના કર્તા અને તેમની ગુરુ–પરંપરાની માહિતી મળે છે. આ શ્રીરામભદ્ર-(સૂરિ), પ્રસિદ્ધ વાદી દેવસૂરિના શિષ્ય શ્રીજયપ્રભસૂરિના શિષ્ય હતા. આ શ્રીરામભદ્ર(સૂરિ)એ "પ્રબુદ્ધ-રોહિણેયમ્" નામના છ–અંકી નાટક–ગ્રંથની રચના કરી છે, તે ઉપલબ્ધ છે. આ નાટક ચાહમાન રાજા સમરસિંહના આભૂષણરૂપ શ્રેષ્ઠી યશોવીર અને તેમના ભાઈ અજયપાલે બંધાવેલા જાલોરના આદીશ્વર–ચૈત્યમાં યાત્રોત્સવ પ્રસંગે ભજવાયું હતું. શ્રીરામભદ્રે તેમાં યશોવીરની ખૂબ પ્રશંસા કરી છે.[૩૪]

---

થયા પછી દેવેન્દ્રસૂરિ માલવામાં વિચરતા હતા અને વિજયચંદ્ર ખંભાતમાં હતા. દેવેન્દ્રસૂરિને ખંભાત બોલાવવામાં આવ્યા. તેઓ કારણવશ તે સમયે આવી ન શક્યા. સ્તંભતીર્થમાં શ્રીસંઘે વિજયચંદ્રને ગણધરપદે સ્થાપ્યા તેથી બંને વચ્ચે મત-ભેદ થયો. તે પછી દેવેન્દ્રસૂરિ ખંભાત આવ્યા અને લઘુ પોષાળમાં ઊતર્યા તેથી હેમકલશ આદિ સાધુઓએ વિજયચંદ્રના સમુદાયને વૃદ્ધ પૌષાલિક કહ્યો અને દેવેન્દ્રસૂરિના સમુદાયને લઘુ પૌષાલિક. એ પ્રમાણે બંને ખ્યાતિમાં આવ્યા. જુઓ જૈન ગૂર્જર કવિઓ" ભા. ૨ પૃ૦ ૭૩૧માં આપેલા "વૃદ્ધ પૌષાલિક તપાગચ્છપટ્ટાવલી" આ પટ્ટાવલીમાં વિજયચંદ્રને પટ્ટધર કહ્યા છે કારણ કે મૂળ પટ્ટાવલીમાં ૩૮મા સર્વદેવસૂરિ છે. પછી આ પટ્ટાવલીમાં ૩૯મા ધનેશ્વરસૂરિ, ૪૦મા ભુવનચંદ્રસૂરિ, ૪૧મા દેવભદ્રસૂરિ અને ૪૨મા જગચ્ચંદ્રસૂરિ છે. આ વિજયચંદ્રે મોટા ઉપાશ્રયમાં એકી સાથે ઘણાં ચોમાસા ગાળ્યાં અને કંઈક આચારમાં ઢીલો થયો શિથિલ માર્ગ દાખલ કર્યો "જુઓ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" પૃ. ૪૦૦, પારા ૫૭૭.

૩૪. પ્રસ્તુત નાટકની શરૂઆતમાં જ આ વિષેનો ઉલ્લેખ છે—

सूत्रधारः—श्रीचाहमानान्वयमानलक्ष्मीपतिपृथुल्वक्षःस्थलकौस्तुभायमानानिरुपमानगुणगणप्रकर्षौ श्रीजैनशासनसमभ्युन्नतिविहितासपत्नप्रयत्नौ(?)कर्षौ प्रोद्दामदानवैभवोद्दविष्णुकीर्तिकेतकीप्रबलपरिमलोल्लासवासिताशेषदिगन्तरालौ किं वेत्सि श्रीमद्यशोवीर–श्रीअजयपालौ!

> यौ मालती विचकिलोज्ज्वलपुष्पदन्तौ, श्रीपार्श्वचन्द्रकुलपुष्करपुष्पदन्तौ ।
> राजप्रियौ सततसर्वजनीनचित्तौ, कस्तौ न वेत्ति भुवनाद्भुतवृत्तचित्तौ ॥

આ યશોવીર, ભાંડાગારિક પાસૂનો પુત્ર હતો, જેણે સં. ૧૨૪૨માં મંદિરનો ઉદ્ધાર કર્યાની હકીકત જાલોરના એક શિલાલેખમાં અંકાયેલી છે.[૩૫] આ ઉપરથી આ કૃતિ લગભગ તેરમા સૈકામાં રચાઇ એમ નિર્ણીત થાય છે.

આ રામભદ્રસૂરિના શિષ્યો પૈકી પં. મહીચંદ્રનું નામ સં. ૧૩૮૧ માં "ઉત્તરાધ્યયન સૂત્ર"ની પુસ્તિકા લખનારા તરીકે મળી આવે છે.[૩૬]

આ સિવાય આ કથાકાર સંબંધે વિશેષ માહિતી મળી શકતી નથી.

**કથા પંદરમી:**

આ કથાના સંપાદનમાં મેં D A P સંજ્ઞાવાળી ત્રણ પ્રતિઓનો ઉપયોગ કર્યો છે. તેમાંથી D અને A સંજ્ઞાવાળી બે પ્રતિઓ અમદાવાદના ડેલાના ઉપાશ્રયના ભંડારમાંથી મળી હતી, પણ તેના ઉપર નંબર નહોતા. D પ્રતિ ૩ પત્રોની છે અને સં. ૧૬૧૨ માં લખાઇ છે. તેનું માપ ૧૦ × ૪૧ છે. તેની લિપિ સારી છે. કેટલાક પાઠો શુદ્ધ નથી. આ પ્રતિ ઉપરથી નકલ કરી લેવામાં આવી હતી.

A પ્રતિ બે પત્રની છે અને લગભગ પંદરમા સૈકામાં લખાઇ હોય એમ લાગે છે. તેનું માપ ૧૦ા × ૪ા છે. આ પ્રતિ પ્રાયઃ અશુદ્ધ છે અને લિપિ સારી છે.

P સંજ્ઞાવાળી તાડપત્રીય પ્રતિ પાટણના શ્રીહેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરના ભંડારમાંના ડા. નં. ૬૩૦ અને પોથી નં. ૭૪ની છે. તેનાં પત્રાંકઃ ૧૧૪ થી ૧૨૧ એટલે ૮ પત્રો છે. તેમાંથી ૧૧૫ મું પત્ર ગૂમ થયેલું છે. કેટલીક અશુદ્ધિઓ હોવા છતાં લિપિ સારી છે. તેનું માપ ૧૪ × ૨ છે. સં. ૧૩૪૪ લગભગમાં (આમાં ૪૪ નો અંક સ્પષ્ટ નથી) લખાયેલી હોવાની તેની અંતે પુષ્પિકા આ સંગ્રહના પૃષ્ઠ ૧૪૨ ઉપર આપી છે.

**૧૪. શ્રીવિનયચંદ્રસૂરિઃ**

આ કથાના કર્તાએ જ કથાની અંતે પોતાનો પરિચય આ રીતે આપ્યો છેઃ—

> श्रीरत्नसिंहसूरीणामन्तेवासी कथामिमाम् ।
> चक्रे विनयचन्द्राख्यः, संक्षिप्तरुचिहेतवे ॥८८॥

આ નોંધ ઉપરથી શ્રીરત્નસિંહસૂરિના શિષ્ય શ્રીવિનયચંદ્રસૂરિએ આ કથા સંક્ષેપમાં રચ્યાની માહિતી સાંપડે છે.

આ આચાર્યે "પર્યુષણા કલ્પ" ઉપર સં. ૧૩૨૫માં નિરુક્ત લખ્યું છે અને આ કથાની ઉપર્યુક્ત P સંજ્ઞક મળેલી તાડપત્રીય પોથી સં. ૧૩૪૪માં લખાયાની પુષ્પિકા છે તે ઉપરથી પણ આ કથાકાર ચૌદમી શતાબ્દિમાં થયાનું પૂરવાર થાય છે.

આ સૂરિની બીજી રચનાઓ પૈકી "દીપાલિકાકલ્પ" અને જૂની ગૂજરાતીમાં રચેલી "નેમિનાથ ચતુષ્પદિકા" તેમજ "આનંદસંધિ" વગેરે કૃતિઓ મળે છે. વળી "ઉપદેશકથાનકછપ્પય"ના કર્તા તરીકે તેની અંતે "રત્નસિંહસૂરિસસીસ" એટલો જ માત્ર ઉલ્લેખ હોવાથી સંભવતઃ આ કૃતિ પણ આ વિનયચંદ્રસૂરિની હોય.

આ શ્રીવિનયચંદ્રસૂરિ, લોકમાં ખૂબ પ્રતિષ્ઠા પામ્યા હતા. તેઓ 'સૈદ્ધાંતિક' પદવીના ધારક હતા. અને તેમની મૂર્તિ પાટણમાં વાસુપૂજ્યની ખડકીમાં આવેલા શ્રીવાસુપૂજ્ય મંદિરમાં મૂકેલી છે. એ ઉપરથી પણ તેમની લોક-માનીનતાનો પુરાવો મળે છે. શ્રીશુભચંદ્રસૂરિએ સં. ૧૩૭૩માં તેમની મૂર્તિ કરાવીને પ્રતિષ્ઠિત કર્યાનો તેના ઉપર લેખ છે.[૩૭]

---

૩૫. "પ્રાચીન જૈન લેખ સંગ્રહ" ભા. ૨ નો લેખાંકઃ ૩૫૨. પ્રકાશકઃ આત્માનંદ જૈન સભા—ભાવનગર.

૩૬. "જૈનપુસ્તકપ્રશસ્તિસંગ્રહ" ભા. ૧, પૃષ્ઠ ૧૫૦. પ્રકાશકઃ સિંઘી જૈન ગ્રંથમાળા.

૩૭. "પ્રાચીન જૈન લેખ સંગ્રહ" ભા. ૨, લેખાંકઃ ૫૨૮.

આ સિવાય તેમના જીવન વિષે બીજી માહિતી મળી શકી નથી.

તેમના ગુરુ શ્રીરત્નસિંહસૂરિ મહાપ્રભાવિક આચાર્ય હતા; એમ તેમના વિષે પટ્ટાવલીઓમાં નોંધાયેલી કેટલીક હકીકત પરથી જણાય છે.[૩૮]

**કથા સોળમી:**

આ કથાના સંપાદનમાં મેં C H P સંજ્ઞાવાળી ત્રણ પ્રતિઓનો ઉપયોગ કર્યો છે. તેમાંથી C સંજ્ઞક પ્રતિ ખંભાતના શાંતિનાથ ભંડારના દા. નં. ૧૧૨ ની છે. તેનાં પત્રાંક: ૧૫૮ થી ૧૬૬ એટલે ૯ પત્રો છે. તેની અંતે આપેલી પ્રશસ્તિ ઉપરથી તે સં. ૧૩૬૫ માં લખાઈ છે અને સં. ૧૩૭૮ માં તેની વાચના થઈ હતી; એમ માલમ પડે છે. આ પ્રતિની લિપિ અને પાઠો શુદ્ધ નથી. આ આદર્શ ઉપરથી મેં નકલ કરી લીધી હતી.

બીજી H સંજ્ઞક પ્રતિ પાટણના શ્રીહેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરના ભંડારના દા. નં. ૪૬ પોથી નં. ૮૭૭ની ૪ પત્રોની મળી હતી. અને ત્રીજી P સંજ્ઞક પ્રતિ તેજ ભંડારના દા. નં. ૧૮ પોથી નં. ૨૮૯ ની પત્રાંક: ૮૧ થી ૮૬ એટલે ૬ પત્રોની મળી હતી. આ બંને પ્રતિઓના પાઠો એકંદરે શુદ્ધ છે અને તેનાં પાઠાંતરો મેં નોંધ્યાં છે.

**૧૫. શ્રીમહેશ્વરસૂરિ:**

આ કથાની અંતિમ નોંધમાં કથાના કર્તા અને તેમના ગચ્છ વિષે નીચે મુજબની હકીકત મળી આવે છે.

इति पल्लीवालगच्छे महेश्वरसूरिभिर्विरचिता कालिकाचार्यकथासमाप्ता ॥

આ કથાના કર્તા પલ્લીવાલગચ્છના[૩૯] શ્રીમહેશ્વરસૂરિ છે. આ કથાની પ્રતિ સં. ૧૩૬૫ માં લખાયેલી છે તેથી તે પહેલાં આ સૂરિ થયા છે એમાં શક નથી પરંતુ એમના જીવન અને વિદ્યમાનતાના કાળ વિષે કશી હકીકત ક્યાંયથી મળતી નથી. પલ્લીવાલગચ્છની પટ્ટાવલીમાં ૪૮મી પાટે થયેલા શ્રીમહેશ્વરસૂરિનો સ્વર્ગવાસ સં. ૧૨૭૪ માં થયાની નોંધ મળે છે,[૪૦] તે આ સૂરિ હોવાનો વિશેષ સંભવ છે.

**કથા સત્તરમી:**

આ કથા "સિંધી જૈન ગ્રંથમાળા" થી પ્રકાશિત થયેલા "પ્રભાવકચરિત" નામના ગ્રંથમાંથી લીધી છે.

**૧૬. શ્રીપ્રભાચંદ્રસૂરિ:**

શ્રીપ્રભાચંદ્રસૂરિએ "પ્રભાવકચરિત" નામનો ૨૨ જૈન પ્રભાવક આચાર્યોની ઇતિહાસ–કથાને વર્ણવતો તેમજ પ્રસંગવશ કેટલીક ભારતીય ઐતિહાસિક ઘટનાઓનું સૂચન આલેખનો ગ્રંથ સં. ૧૩૩૪ માં રચ્યો છે. આ ગ્રંથની અંતે તેમણે ૨૪ શ્લોકોમાં પોતાની પરંપરાના પૂર્વાચાર્યોની હકીકત નોંધતી પ્રશસ્તિ પણ આપી છે, જે આ સંગ્રહના પૃષ્ઠ ૧૫૯ ઉપર આપેલી છે.

ભાવનગરની આત્માનંદ જૈન સભા તરફથી પ્રકાશિત થયેલા તેના અનુવાદની પ્રસ્તાવનામાં ઇતિહાસવિદ્ પં. કલ્યાણવિજયજી મહારાજે આ ગ્રંથકાર સંબંધે જે હકીકત નોંધી છે, તેમાંનો ગ્રંથકાર પૂરતો ભાગ અહીં ઉદ્ધૃત કરું છું.

"શ્રીપ્રભાચંદ્રસૂરિએ આપેલી વિસ્તૃત પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે, તેઓ ચંદ્રકુળમાંથી પ્રગટેલ રાજગચ્છના આચાર્ય શ્રીચંદ્રપ્રભસૂરિના શિષ્ય હતા. પ્રભાચંદ્રના કહેવા પ્રમાણે પ્રદ્યુમ્નસૂરિની પાસે ત્રિભુવનગિરિના સ્વામી કર્દમ રાજાએ દીક્ષા લીધી અને તે ધનેશ્વરસૂરિ નામના આચાર્ય ગચ્છપતિ તરીકે

---

૩૮ "જૈન ગૂર્જર કવિઓ" ભા. ૨ પૃષ્ઠ ૭૩૮ થી ૭૪૦ અને એજ પુસ્તકનો ભાગ ત્રીજો, ખંડ બીજો પૃષ્ઠ ૨૨૫૩.

૩૯. પલ્લીવાલ જ્ઞાતિ 'પલ્લી' એટલે જોધપુર રાજ્યમાં આવેલા 'પાલી' ગામમાંથી ઉત્પન્ન થઈ હોય એમ લાગે છે. પલ્લીવાલગચ્છની ઉત્પત્તિ પલ્લીવાલો તેના વિશેષ અનુયાયીઓ હતા તેથી થઇ કે બીજી રીતે અને તે ક્યાં થઇ એ શોધનીય છે. જુઓ "જૈન ગૂર્જર કવિઓ" ભા. ૩, ખંડ ૨ પૃષ્ઠ ૨૨૪૬.

૪૦. "જૈન ગૂર્જર કવિઓ" ભાગ ૩ ખંડ ૨ પૃષ્ઠ ૨૨૪૫.

પ્રસિદ્ધ થયા ત્યારથી ચંદ્રગચ્છ એ રાજગચ્છના નામથી પ્રસિદ્ધ થયો.

"પ્રભાચંદ્રે પ્રશસ્તિમાં પોતાની એક ગુર્વાવલી આપેલી છે, જેમાં પ્રદ્યુમ્નસૂરિથી માંડીને પોતા સુધી ૧૦ આચાર્યોના પરિચય કરાવ્યો છે. આપેલ પરિચય પ્રમાણે એમની વંશાવલી નીચે પ્રમાણે બને છે—




"આ પટ્ટાવલી પ્રમાણે પ્રસ્તુત ગ્રંથકાર આચાર્ય પ્રભાચંદ્ર ચંદ્રગચ્છ અથવા ચંદ્રકુળના રાજગચ્છની પરંપરાના આચાર્ય હતા. પ્રસિદ્ધ 'વાદમહાર્ણવ'"[૪૧] ના ગ્રંથકાર આચાર્ય અભયદેવસૂરિ, એમના આઠમા પટ્ટગુરુ થતા હતા.

"ગ્રંથકારે પ્રત્યેક પ્રબંધની સમાપ્તિમાં ચંદ્રપ્રભસૂરિને ગુરુ તરીકે, પ્રદ્યુમ્નસૂરિને ગ્રંથશોધક તરીકે અને પોતાને ગ્રંથકાર તરીકે નામોલ્લેખ કર્યો છે અને સાથે જ પોતાને 'રામ અને લક્ષ્મી"ના પુત્ર બતાવીને પોતાનાં માતા-પિતાનાં નામો પણ સૂચવી દીધાં છે.

"આચાર્ય પ્રભાચંદ્ર પોતે ચંદ્રપ્રભસૂરિના શિષ્ય હતા છતાં એમને પ્રદ્યમ્નસૂરિ ઉપર અનન્યતુલ્ય શ્રદ્ધા હતી, એના પરિણામે એમણે પ્રથમ, તૃતીય, પંચમાદિ દરેક એકાંતરિત પ્રબંધના અંતમાં પ્રદ્યુમ્નસૂરિની પ્રશંસામાં એક એક ખાસ પદ્ય લખ્યું છે અને તેમાં કયાંઇ તીર્થરૂપે, કયાંઇ કલ્પવૃક્ષરૂપે, કયાંઇ લૌકિક દેવોરૂપે, કયાંઇ વાણીસુધારક તરીકે, કયાંઈ કાવ્યવિષયક અર્થદાતા તરીકે પ્રદ્યુમ્નસૂરિની સ્તુતિ કરી છે, અને એક ઠેકાણે તો પોતાનો તેમના શિષ્ય તરીકે ઉલ્લેખ કર્યો છે. આથી સમજાય છે કે, પ્રદ્યુમ્ન-

૪૧. આ ગ્રંથની વિશિષ્ટતા જાણવા માટે જુઓ: "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.' પૃ. ૧૯૩ થી.

સૂરિએ પ્રસ્તુત ગ્રંથનું સંશોધન માત્ર જ નહિ કર્યું હોય, પણ પ્રભાચંદ્રને સાહિત્યનો અભ્યાસ કરાવીને કવિ બનાવનાર પણ પ્રદ્યુમ્નસૂરિ જ હોય તેમ લાગે છે અને એ જ સબબથી પ્રભાચંદ્રે પોતાને તેમના શિષ્ય તરીકે ઉલ્લેખ્યા હશે.

"ગ્રંથકારે પોતાનો પ્રસ્તુત ગ્રંથમાં જે પરિચય આપ્યો છે તેનો સાર ઉપર પ્રમાણે છે; એથી વધારે આપણે એમના સંબંધમાં જાણતા નથી, અને "પ્રભાવકચરિત્ર" ઉપરાંત બીજો પણ કોઈ ગ્રંથ પ્રસ્તુત ગ્રંથકારે બનાવ્યો હશે કે કેમ તે કહી શકાય તેમ નથી; કેમકે પ્રસ્તુત ગ્રંથ અને એમાં આપેલ પરિચય સિવાય પ્રભાચંદ્રના સંબંધમાં વિશેષ હકીકત અમારા જોવા કે જાણવામાં આવી નથી, પણ પ્રસ્તુત ગ્રંથની લેખનશૈલી અને કેટલાક શબ્દપ્રયોગો ઉપરથી જણાય છે કે, "પ્રભાવકચરિત્ર" એ પ્રભાચંદ્રસૂરિની જુવાન અવસ્થાની કૃતિ છે અને આ કૃતિ એમને યોગ્ય ગ્રંથકાર અને કવિ તરીકે પૂરવાર કરી આપે છે, તેથી આપણે એમની બીજી કૃતિઓની આશા તો અવશ્ય રાખીએ જ. જો આ ગ્રંથકારે લાંબી ઉંમર ભોગવી હશે તો એ ઉપરાંત બીજા પણ કેટલાક ગ્રંથો બનાવ્યા જ હશે, પણ એમનો બીજો કોઈપણ ગ્રંથ દૃષ્ટિગોચર ન થવાથી એ વિષયમાં કંઈપણ નિશ્ચિત કહી શકાય તેમ નથી.

"પ્રસ્તુત ગ્રંથ રચાઇને વિક્રમ સંવત્ ૧૩૩૪ ના ચૈત્ર સુદિ ૭ શુક્રવાર અને પુનર્વસુ નક્ષત્રમાં સંપૂર્ણ થયો હતો; એમ ગ્રંથના અંતમાં કર્તાએ જ જણાવ્યું છે એટલે એ વિષયમાં ઊહાપોહ કરવાની જરૂરત નથી."

**કથા અઢારમીઃ**

આ કથાના સંપાદનમાં મેં P L S સંજ્ઞાવાળી ત્રણ પ્રતિઓનો ઉપયોગ કર્યો છે. P સંજ્ઞક તાડપત્રીય પ્રતિ પાટણના વાડીપાર્શ્વનાથ ભંડારના દા. નં. ૧૩૩ અને પોથી નં. ૧૬૪ની છે. આ પોથીમાં કાલિકાચાર્યની બે કથાઓ સાથે આપેલી છે. એક કથા नामेण धरावासं પદથી શરૂ થતી મલધારી શ્રીહેમચંદ્રસૂરિનો છે અને બીજી પ્રસ્તુત धीरवाक्यानुमतम् પદથી શરૂ થતી કથા છે. પ્રથમની કથાનાં પત્રાંકઃ ૧૦૮ થી ૧૧૮ એટલે ૯ પત્રો છે જ્યારે બીજી કથા પત્રાંકઃ ૧ થી ૫ પત્રોની છે. પ્રતિનું માપ ૧૪ × ૨૧ છે. બીજી પોથીનાં પત્રો આસપાસથી ખૂબ તૂટેલાં છે. અંતિમ પત્રમાં કાલકાચાર્યની સ્તુતિરૂપે ૯ પદ્યો આપેલાં છે.[૪૨] આ પદ્યો ખૂબ અશુદ્ધ સંસ્કૃત ભાષામાં છે. તેના અક્ષરો શાહી અને હાથથી ખૂબ ભુંસાઇ ગયા છે, તેથી બરાબર વંચાતા નથી. આ પ્રતિ ઉપરથી મેં નકલ કરી લીધી હતી.

---

૪૨. साध्वीमसाधव्यार्जे(भुज)हे, यथ कालवशंवदः ।
निष्पः स भवस्स्वामी, क्रुरे ( क्रूरो ) नृपतिपांसनः ॥१॥

राजा(ज्ञः) वाक्यम्—

युद्धपर्वणि यः प्रेतपतिं भोजयिता चिरम् ।
निःशङ्कः शकशाकेन, सैष–उज्जय(यि)नीपतिः ॥२॥
कस्त्वं वा कस्य संबन्धी, किमिहागमकारणम् ।
केनशे ( षा ) प्रेषितः किं वा, कार्यं कार्यमुदीरय ॥ ३ ॥
क्षमालवेशं भुवनं विधातुं, यस्यावतारं विदधे विधाता ।
तस्यारिभूपालकुलान्तकस्य, जानीहि दूतं किल कालसेनम् ॥ ४ ॥
कृपाकृपाणेन तेन सा( सः ), निस्तृणः ( स्तपः ) करैर्गतस्तपस्विन(ना)म् ।
तच्चितान्तरणकर्मकातरं, किं मुधा स्रवसि रे मदमत्तः ॥ ५ ॥
यस्तीव्रतीव्रतपसाऽशिनोऽपि, यो वैरिवारधिनिवारणक्षमः ।
वैरिसिंहतनयस्तमप्यरित्वं, नृपापसदभावजीगणः ॥ ६ ॥
चलच्चमूचक्रतरप्रराज्ञतक्षुरोद्धते रेणुभिरीक्ष्य सेना ।
स्थलीस्रवद्यावदवन्तिदेशं, दुर्गं न तावन्मनसि प्रतीतः ॥ ७ ॥

બીજી L સંજ્ઞક પ્રતિ લીંબડીના આણંદજી કલ્યાણજી પુસ્તક ભંડારની પત્રાંક: ૬૨ થી ૬૬ એટલે પાંચ પત્રોની છે. આ પ્રતિ ખૂબ અશુદ્ધ હતી તેની અંતે નીચે મુજબ પુષ્પિકા આપેલી છે—

इति श्रीकालिकाचार्यकथा समाप्ता ॥ नूतनपुरमध्ये श्रीआदिनाथप्रसादात् सं. १७९८ मा वर्षे ॥

આ નોંધ ઉપરથી આ પ્રતિ સં. ૧૭૯૮માં લખાયાનું જાણવા મળે છે.

ત્રીજી S સંજ્ઞક પ્રતિ આગમોદ્ધારક આચાર્યશ્રી સાગરાનંદસૂરિજીએ સંપાદિત કરેલા "કલ્પસૂત્ર" અને તેની અંતે બે કાલકાચાર્ય કથાઓ પણ પ્રગટ કરેલી છે, જેમાંની એક આ કથા છે અને બીજી શ્રીજિનદેવસૂરિ રચિત કથા (જેનો પરિચય ઓગણીસમી કથામાં આગળ આપવામાં આવશે) છે. તે શેઠ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડ–સૂરતની સંસ્થા તરફથી સચિત્ર પ્રકાશિત થયેલ છે. L અને S સંજ્ઞક બંને પ્રતિઓમાંથી પાઠાંતરો નોંધ્યાં છે. શ્રીસાગરાનંદસૂરિજીએ સંપાદિત કરેલી આ કથામાં કેટલાક સંદિગ્ધ પાઠો તેમણે કૌંસમાં આપી સુધારવાનો પ્રયત્ન કર્યો છે પરંતુ પાટણથી મળેલી P સંજ્ઞક પ્રતિ સાથે મેળવતાં એ કાલ્પનિક પાઠો સુધારવાની જરૂર રહેતી નથી.

આ કથાના કર્તાનું નામ કોઈ પ્રતિમાંથી ઉપલબ્ધ થતું નથી. આ કથાની પ્રતિઓ ઘણી મળતી હોવાથી આ કથા ખૂબ પ્રચારમાં આવી હોય એમ લાગે છે. તેના ઉપર મળી આવતો બાલાવબોધ પણ આ હકીકતનું સમર્થન કરે છે.

**કથા અઢારમીના બાલાવબોધની પ્રતિ:**

આ પ્રતિ અમદાવાદના ડેલાના ઉપાશ્રયના ભંડારમાંની છે. તેનાં ૧૬ પત્રો છે. તેનું માપ ૧૨×૪॥ છે. પ્રતિમાં ઊધેઈના ડાઘ લાગ્યા છે છતાં તેની સ્થિતિ સારી છે.

**૧૭. પં. શ્રીહીરરત્ન:**

આ કથાની અંતે 'पं० हीररत्न' એ પ્રકારે નામ નોંધ્યું છે. આ હીરરત્ન તપાગચ્છની રત્નશાખાના હતા. તેમનો પરિચય આપણને પટ્ટાવલીઓમાંથી નીચે પ્રમાણે મળી આવે છે.

"સીથા ગામના ઓસવાલ પિતા જસવીર, માતા ખીમાદે, પુત્રનામ હીરકુમાર. તેમનો જન્મ ૧૬૨૦માં થયો હતો. તેમણે સં. ૧૬૩૩માં અમદાવાદમાં દીક્ષા લીધી. વાચકપદ સં. ૧૬૫૭ મળ્યું અને આચાર્ય-પદ શ્રીપુર (અમદાવાદ)માં શ્રેષ્ઠી પાસવીર અને તેમની ભાર્યા ડાહિમદે શ્રાવિકાએ કરેલા ઉત્સવપૂર્વક સં. ૧૬૬૧ માં આપવામાં આવ્યું. ગુરુ (રત્નવિજયજી)ના સ્વર્ગવાસ પછી અમદાવાદમાં જુદો ઉતારો સ્થાપ્યો. પાલડીમાં વાછડા શાહની વારમાં, કાસંદ્રા, સૂર્યપુર, ઝીંઝુવાડા, હલવદ, સીથા, ખંભાલિયા, દસાડા, અમરાવતી વગેરેમાં પોતાના ઉપાશ્રયો કરાવ્યા. ખેડામાં પોષાળક્ષેત્ર બનાવ્યું. તેમનો સં. ૧૭૧૫ ના શ્રાવણ સુદિ ૧૪–૧૫ સોમવારે સ્વર્ગવાસ થયો. તેમની સ્થાપના શ્રીપુર–અમદાવાદની આસ્રખાન—અસારવાની વાડીમાં છે."[૪૩]

---

रे रे ! याहि त्वरितमपसर क्ष्मापतीनां न दूतो,
वध्यो वन्ध्योऽस्तु कोपो मम सममसमास्त्यत्यभित्त्वामिदानीम् (!)
निर्यातोऽहं :प्रसन्ना भवतु च वसुधा देवता कालकाऽसि,
छिन्नत्वामालिकेरी(र) फलसम........तच्छीर्षपूज्याशुनैव (?) ॥ ८ ॥
रे रे ! संग्रामशूराः शृणुत भुजभृतो भीषणेभ्योऽपि भीमै—
भ्रूभङ्गैरेष...ज्ञषद्युतिविशदयशोवावदूकः स्वभर्तुः(!) ।
दूतः किं भाष्यतेऽसौ भुवनतलमिदं कम्पयत् सैन्यफ(कु)न्तैः,
साटोपं सूरिरागादहितमृगहरो कालकः कालकान्तः ॥ ९ ॥

P સંજ્ઞક તાડપત્રીય પ્રતિની અંતે બે પત્રમાં આ પદ્યો નોંધેલાં છે, તે અહીં મૂક્યાં છે.

૪૩ "જૈન ગૂર્જર કવિઓ" ભા. ૩, ખંડ ૨, પૃષ્ઠ ૨૨૯૦

અંતિમ નોંધ ઉપરથી પં. હીરરત્ન આ બાલાવબોધના કર્તા હતા કે માત્ર લિપિ કર્તા હતા, તેનો બોધ થતો નથી.

બાલાવબોધની ભાષા જોતાં તે સોળમા સૈકાના પૂર્વાર્ધની લાગે છે. તત્કાલીન ગૂજરાતી ભાષાના સુંદર ગદ્યના નમૂના તરીકે ઓળખાવી શકાય. આથી આ બાલાવબોધ આપવાની લાલચ હું રોકી શક્યો નથી. આ કૃતિમાં મૂળ કરતાં અનુવાદમાં ભાવાર્થનો આશ્રય લીધો છે અને રચનામાં બને તેટલી સ્વતંત્રતા લઈને અખંડ કથા જેવો રસ વહેતો રાખ્યો છે.

આ હકીકત પં. હીરરત્ન આ બાલાવબોધના કર્તા નહિ પણ માત્ર લિપિકર્તા હોય એમ સંભવે.

**કથા ઓગણીશમી:**

આ કથા આગમોદ્ધારક આચાર્ય શ્રીસાગરાનંદસૂરિજીએ સંપાદિત કરી પ્રકાશિત કરેલી પૂર્વોક્ત અઢારમી કથાની S સંજ્ઞક પ્રતિની સાથે જ દે. લા. પુ. ફં. સુરત તરફથી પ્રકાશિત થયેલી છે. તેમાંથી નકલ કરીને અહીં આપવામાં આવી છે.

**૧૮. શ્રીજિનદેવસૂરિ:**

આ કથાના કર્તા શ્રીજિનદેવસૂરિ છે. આ કથાની અંતે તેઓ પોતાનો પરિચય આ રીતે આપે છે—

**श्रीजिनप्रभसूरीन्द्रै, स्वाङ्कपर्यङ्कलालितः ।**
**साग्रन्थैतां कथां श्रीमज्जिनदेवमुनीश्वरः ॥**

આ નોંધ ઉપરથી તેઓ દિલ્હીના પાતશાહ મહમ્મદ તુઘલક (રાજ્યકાળ સં. ૧૩૮૧ થી ૧૪૦૭)ના પ્રતિબોધક મહાપ્રભાવશાળી શ્રીજિનપ્રભસૂરિના શિષ્ય હતા. એટલું જ નહિ स्वाङ्कपर्यङ्कलालितःના વિશેષણથી જણાય છે કે, તેમના પ્રિય શિષ્યોમાંના એક અને મુખ્ય પટ્ટધર હતા.

"શાહ મહમ્મદ તુઘલકે વિ. સં. ૧૩૮૫માં શ્રીજિનપ્રભસૂરિનું સ્વાગત—સન્માન કર્યું ત્યારે બીજા હાથી પર તેમને બિરાજમાન કરવામાં આવ્યા હતા. શ્રીજિનપ્રભસૂરિએ દિલ્હીથી મહારાષ્ટ્ર મંડલ તરફ પ્રયાણ કર્યું ત્યારે પાતશાહની વિનતિથી પોતાના પ્રતિનિધિ તરીકે ચૌદ સાધુઓ સાથે શ્રીજિનદેવસૂરિને દિલ્હી મંડલમાં પાતશાહ પાસે મૂકી ગયા હતા. સં. ૧૩૮૯માં પાતશાહના આમંત્રણથી શ્રીજિનપ્રભસૂરિ દેવગિરિથી ફરી દિલ્હી તરફ આવતા હતા ત્યારે માર્ગમાં અલ્લાવપુર દુર્ગમાં તેમના સાર્થિકોને અસહિષ્ણુ મ્લેચ્છોદ્વારા સતામણી થઈ, ત્યારે સમાચાર મળતાં સુલતાનને વિજ્ઞપ્તિ કરી, તે ઉપદ્રવ દૂર કરાવનાર પણ શ્રીજિનદેવસૂરિ હતા. આ હકીકતો ઉપરથી મહમ્મદ તુઘલક દિલ્હીશ્વરના શાહી દરબારમાં શ્રીજિનદેવસૂરિનું પણ ઊંચું ગૌરવભર્યું સ્થાન હતું."[૪૫]

**કથા વીશમી:**

આ કથાની એક માત્ર પ્રતિ શ્રીસારાભાઈ નવાબના સંગ્રહમાંથી મળી હતી. તેનાં પત્રાંક: ૧૦૫ થી ૧૧૪ એટલે ૧૧ પત્રો છે. એની લિપિ સુંદર અને શુદ્ધ છે. આમાં પાંચ સુંદર ચિત્રો છે. આ પ્રતિ લગભગ પંદરમી શતાબ્દિમાં લખાયેલી જણાય છે. આ આદર્શ ઉપરથી નકલ કરી લેવામાં આવી હતી.

**૧૯. શ્રીમાણિક્યસૂરિ:**

આ પ્રતિની અંતિમ પૂર્ણાહુતિમાં આ રીતે જણાવેલું છે—

**इति माणिक्यसूरिविरचिता कालिकाचार्यकथा—**

---

૪૪. શ્રીજિનપ્રભસૂરિના જીવનચરિત્ર વિષયમાં વિસ્તારથી જાણવા માટે જુઓ: પં. શ્રીલાલચંદ ભગવાન ગાંધીકૃત "જિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદ" નામનું પુસ્તક તેમજ "મંત્રાધિરાજ ચિંતામણિ—જૈન સ્તોત્ર સંગ્રહ" ભા. રની પ્રસ્તાવના પૃ૪ ૪૪ થી ૫૨.

૪૫. "જિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદ" પૃ૪ ૧૫૪-૧૫૫. પ્રકાશક: શ્રીજિનહરિસાગરસૂરિ જ્ઞાનભંડાર, લોહાવટ (મારવાડ).



चित्र ११ Fig 11



चित्र १२ Fig 12



चित्र १३ Fig. 13



चित्र १४ Fig. 14



चित्र १५ Fig 15

૧૫૭૬ માં આ પ્રતિ લખાયાની નોંધ તેની અંતે છે, જે આ સંગ્રહના પૃષ્ઠ ૧૯૧ પર આપેલી પુષ્પિકામાં છે. આ પ્રતિ કર્તાએ સં. ૧૫૬૬ માં આ કથાની રચના કરી તે પછી દશ વર્ષે જ લખાઈ છે.

**૨૦. શ્રીદેવકલ્લોલ ઉપાધ્યાયઃ**

આ કથાની અંતે કર્તાએ પોતાનો પરિચય અને કથાનો રચના સંવત્ આ રીતે નોંધ્યો છે—

> श्रीमदूकेशगच्छीयाः कर्मसागरपाठकाः ।
> तच्छिष्यो देवकल्लोलोऽकार्षीद् हर्षात् कथामिमाम् ॥१०३॥
> श्रीविक्रमनृपात् षट्षट्पञ्चैकमिति (१५६६) वत्सरे।
> जाता कथेयं मुनिभिर्वाचिता वन्दिता चिरम् ॥१०४॥

આ નોંધ ઉપરથી જણાય છે કે, ઉકેશગચ્છના કર્મસાગર પાઠકના શિષ્ય શ્રી દેવકલ્લોલ મુનિએ આ કથા સં. ૧૫૬૬ માં રચી. સં. ૧૫૨૮ માં જોધપુરમાં મંત્રી જયતાગરે કરાવેલા પદ મહોત્સવમાં શ્રીદેવગુપ્તસૂરિએ પાંચ મુનિઓને ઉપાધ્યાય પદે સ્થાપ્યા, તેમાં આ દેવકલ્લોલ પણ હતા.[૫૪] તેમના શિષ્યો પૈકી શ્રીદેવકલશે સં. ૧૫૬૯ માં "ઋષિદત્તા ચોપાઇ"ની રચના કરી હતી.

આ હકીકત સિવાય આ કર્તા વિષે બીજી માહિતી મળી શકતી નથી.

**કથા બાવીશમી :**

આ કથા શ્રીકાંતિસાગરજીએ "જૈન સત્યપ્રકાશ" નામના માસિકના વર્ષ ૭માના અંક ૪માં સંપાદિત કરી છે. પરંતુ આ કથામાં તેના કર્તા કે રચના સંવતનો ઉલ્લેખ નથી. તેમજ તે ક્યારે લખાઈ એની પણ માહિતી મળી શકતી નથી.

આ કથાના કર્તાએ કથાના અંતિમ શ્લોકનું છેલ્લું પાદ આ મુજબ આપ્યું છે—

> श्रीमन्तो विबुधव्रजे तिलकतां लब्ध्वा शिवं यान्ति ते ॥

આમાં કર્તાએ પોતાનું નામ ગોપવ્યું હોય તો તે નામ 'વિબુધતિલક' હોઈ શકે. પરંતુ આ નામના કોઈ મુનિ વિષે કશું જાણવામાં આવતું નથી.

**કથા તેવીશમી :**

આ કથા મુંબઇના શ્રીજિનદત્તસૂરિ પ્રાચીન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી પ્રકાશિત થયેલા "સટીક-કલ્પસૂત્ર"ની અંતે પ્રકાશિત કરવામાં આવી છેઃ તેમાંથી નકલ કરીને અહીં આપવામાં આવી છે.

**૨૧. શ્રીસમયસુંદર ઉપાધ્યાય**

આ કથાની અંતે કવિએ પોતાનો પરિચય અને કથાનો રચના સમય આ રીતે નિર્દેશ્યો છે—

> श्रीमद्विक्रमसंवति, रसऋतुशृङ्गारसंख्यके सहसि (१६६६) ।
> श्रीवीरमपुरनगरे, राउलनृपतेजसी राज्ये ॥ ३५ ॥
> श्रीबृहत्खरतरगच्छे, युगप्रधानसूरयः ।
> जिनचन्द्रा जिनसिंहाश्च, विजयन्ते गणाधिपाः ॥ ३६ ॥
> तच्छिष्यः सकलचन्द्रः, शिष्यः समयसुन्दरः ।
> कथां कालकसूरीणां, चक्रे बालावबोधिकाम् ॥ ३७ ॥

અર્થાત્—રાઉલ તેજસીના રાજ્યમાં વીરમપુર નગરમાં સં. ૧૬૬૬માં બૃહત્ખરતરગચ્છીય યુગપ્રધાન શ્રીજિનચંદ્રસૂરિ અને તેમના શિષ્ય શ્રીજિનસિંહસૂરિ થયા તેમના શિષ્ય સકલચંદ્ર, તેમના શિષ્ય સમયસુંદરે આ બાલજનને બોધ આપનારી કાલકસૂરિની કથા રચી.

કવિવર સમયસુંદર સાચોરનિવાસી પોરવાડ જ્ઞાતીય શેઠ રૂપસિંહ અને તેમની ભાર્યા લીલાદેના પુત્ર હતા. તેઓ સકલચંદ્ર ઉપાધ્યાયના શિષ્ય હતા. તેમને સંવત્ ૧૬૪૯માં વાચનાચાર્ય-ઉપાધ્યાય પદ લાહોરમાં

આપવામાં આવ્યું હતું, અને તેમનો પ્રથમનો ગ્રંથ "ભાવશતક" નામે સં. ૧૬૪૧માં રચેલો મળી આવે છે. તેથી તે વખતે તેમની ઉંમર ૨૧ વર્ષની ગણીએ તો તેમનો જન્મ સં. ૧૬૨૦માં મૂકી શકાય કે જે સમયે તેમના દીક્ષાગુરુ સકલચંદ્ર ઉપાધ્યાયના દીક્ષાગુરુ શ્રીજિનચંદ્રસૂરિને સૂરિપદ (૧૭ વર્ષની વયે સં. ૧૬૧૨માં) મળ્યાને આઠ વર્ષ થઈ ગયાં હતાં. તેમનો છેલ્લો ગ્રંથ સં. ૧૬૯૭ લગભગનો મળી આવે છે. તેઓ સં. ૧૭૦૨ના ચૈત્ર શુદિ ૧૩ના દિવસે અમદાવાદમાં આરાધનાપૂર્વક અનશન કરીને સ્વર્ગે પધાર્યા.

તેમના જીવનકાળમાં તેમણે સંસ્કૃત, પ્રાકૃત અને તત્કાલીન ગુજરાતી ભાષામાં જે ગ્રંથ રચ્યા છે તે ઉપરથી જાણી શકાય છે કે તેઓ વ્યાકરણ, તર્ક, સાહિત્ય અને જિનાગમ–સિદ્ધાંતના પ્રખર વિદ્વાન હતા.

તેઓ મહાપ્રભાવશાળી પુરુષ હતા. તેમણે સમ્રાટ અકબર પાદશાહને એક વાક્ય **राजानो ददते सौख्यम्** ના "અષ્ટલક્ષી" ગ્રંથદ્વારા આઠ લાખ અર્થ કરી બતાવી ચમત્કૃત કર્યો હતો. જેસલમેરના રાવલ ભીમને પ્રસન્ન કરી મચણો જેઓ સાંઢને મારતા હતા, તે હિંસા તેમના ફરમાનથી બંધ કરાવી. શીતપુરમાં સિંધ–વિહારમાં મખનૂમ મહમ્મદ શેખને પ્રતિબોધ કરી પાંચ નદીના જલચર જીવોની હિંસા બંધ કરાવી અને ગાયોની રક્ષા કરવાના વિશિષ્ટ કાર્યની રાજ્યમાં ઉદ્ઘોષણા કરાવી. મંડોવરના રાજવીને પ્રસન્ન કરી, મેડતામાં વાજાં વગાડવા દ્વારા શાસન પ્રભાવના કરી.

આ સિવાય સાધુઓમાં વ્યાપેલી શિથિલતા માટે સં. ૧૬૯૧ માં ક્રિયા–ઉદ્ધાર કરીને કડક સાધુ-આચારનો આદર્શ ઉપસ્થિત કર્યો.

તેમણે નાના મોટા અનેક ગ્રંથો અને સ્તુતિ–સ્તોત્ર સ્તવનાદિની રચના કરી છે. જેની અહીં નોંધ વિસ્તાર ભયે આપી શકાય એમ નથી.[૫૫] તેમના સમયની ગુજરાતી ભાષાની તેમની રચનાઓમાં તેમના વિશિષ્ટ કવિત્વની છાપ પડે છે.

તેમનો શિષ્યપરિવાર પણ વિશાળ હતો અને તેમણે પંજાબથી લઈને દિલ્હી–આગરા તેમજ મારવાડ, મેવાડ અને ગુજરાતનાં અનેક ગામો સુધીનો વિહાર લંબાવ્યો હતો.

### કથા ચોવીશમી:

આ કથાની એક પત્રની પ્રતિ પાટણના શ્રીહેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરના દા. નં. ૨૪૨ અને પોથી નં. ૧૧૪૬૮ ની છે. આ પ્રતિની લિપિ સારી છે. તેનું માપ ૧૦x૪ા છે.

આ કથા ક્યારે રચાઇ કે લખાઇ અથવા તેના કર્તા કોણ હતા; એ સંબંધે કશું જાણી શકાય એવું સાધન મળી શક્યું નથી.

આ કથા મળી આવેલી સમગ્ર કથાઓમાં નાનામાં નાની ૧૯ શ્લોકની સુંદર કૃતિ છે. શ્રીકાલકાચાર્ય વિશેની પાંચે ઘટનાઓ પૈકી પહેલી ઘટનાનું ૧૪ શ્લોકો દ્વારા વર્ણન છે, જ્યારે બીજી ઘટનાઓ એક કે દોઢ શ્લોકમાં સૂચનદ્વારા નિર્દેશી કથાને સમાપ્ત કરી છે. અંતમાં તેર ચોકઠાઓમાં તે તે ઘટનાઓનો નિર્દેશ કરતી ટૂંકી માહિતી આપી છે.

### કથા પચીશમી:

આ કથા મલધારી હેમચંદ્રસૂરિએ રચેલી "પુષ્પમાલા" જેમાંથી બીજા નંબરની કથા પણ લેવામાં આવી છે, તેમાંથી જ કાલિકાચાર્ય સંબંધી એક ઘટનાનો ઉલ્લેખ છે, તે આખો સંદર્ભ અહીં આપવામાં આવ્યો છે.

આ કથાની પ્રતિ અમદાવાદના ડેલાના ઉપાશ્રયના ભંડારના દા. નં. ૩૨ અને પોથી નં. ૨૯ ની છે. તેના પત્ર નંબર ૧૧૦ થી ૧૧૧ માંથી આ કથાનક ઊતારી લીધું છે.

---

૫૫. તેમની સાહિત્ય સેવા સંબંધે વિસ્તારથી જાણવા માટે જુઓ: શ્રીમોહનલાલ દલીચંદ દેસાઇએ લખેલો "કવિવર સમયસુંદર" નામનો નિબંધ "જૈન સાહિત્ય સંશોધક" ખંડ ૨, અંક ૩–૪. તેમજ "યુગપ્રધાન શ્રીજિનચંદ્રસૂરિ" નામનો ગ્રંથનું પૃષ્ઠ ૧૬૮ પ્રકાશક. શંકરદાન શુભૈરાજ નાહટા. કલકત્તા.

આ કર્તાનો પરિચય અગાઉ મલધારી શ્રીહેમચંદ્રસૂરિ શીર્ષક "કથા બીજી"માં આપવામાં આવ્યો છે.

**કથા છવીશમીઃ**

આ કથા સુરતના દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડ તરફથી પ્રગટ થયેલા "ભરતેશ્વરબાહુબલી-વૃત્તિ" નામના ગ્રંથમાથી લેવામાં આવી છે.

## ૨૨. શ્રીશુભશીલ ગણિ:

આ ગ્રંથના અંતે આપેલી પ્રશસ્તિ, જે આ સંગ્રહના પૃષ્ઠ ૧૨૦ પર છે, તેમાં શ્રીમુનિસુંદરસૂરિ શિષ્ય શુભશીલે સં. ૧૫૦૯ "ભરતેશ્વરબાહુબલી–વૃત્તિ" ગ્રંથની રચના કરી, એમ ઉલ્લેખ્યું છે. તેમણે પોતાની ગુરુપરંપરા અને ગુરુબંધુઓની નોંધ પણ આપી છે.

આ ગ્રંથકર્તાએ સં૦ ૧૪૯૨ માં "વિક્રમચરિત્ર", સં. ૧૫૭૪ માં "પંચશતીપ્રબોધ",-(અપર નામ "કથાકોષ"), સં. ૧૫૧૮ માં "શત્રુંજય કલ્પવૃત્તિ", ઉણાદિ નામમાળા"—(અભિધાન ચિંતામણિકોષને અનુસરીને), સં. ૧૫૪૦માં "શાલિવાહનચરિત" તેમજ "પૂજાપંચાશિકા", "પુણ્યદાન કથાનક" વગેરે ગ્રંથોની રચના કરી છે.

"સં. ૧૫૭૨ માં શ્રીહેમવિમળસૂરિ સ્તંભતીર્થ જવા માટે ઇડરથી ચાલતાં કર્પટવાણિજ્ય (કપડવંજ) આવતાં સંઘે મોટો પ્રવેશોત્સવ કર્યો ત્યારે કોઈ ચાડિયાએ આવા પ્રવેશોત્સવ માટે પાતશાહ મુજફર પાસે વાત કરી. તેણે પકડવા બંદી મોકલ્યા. ગુરુ ચુણેલી આવતાં આ વિઘ્નની ખબર પડી ત્યારે રાતોરાત નીકળી સોજીત્રા ને ત્યાંથી ખંભાત પહોંચી ગયા. ખોજકોએ તેમને બંદિસ્થાનકે રક્ષિત કર્યા. સંઘ પાસેથી ૧૨૦૦૦ની રકમ લીધી. ત્યારપછી શતાર્થી હર્ષકુળ ગણિ, સંઘહર્ષ ગણિ, કુશલસંયમ ગણિ અને પ્રસ્તુત શીઘ્રકવિ પં. શુભશીલ ગણિ–એ ચારને ચંપકદુર્ગ (ચાંપાનેર) મોકલ્યા તેમણે સુલતાનને પોતપોતાના કાવ્યોથી પ્રસન્ન કર્યો અને દ્રવ્ય પાછું વળાવ્યું. સુલતાને સૂરિ પાસે ક્ષમા માગી વંદન કર્યું."[૫૬]

ઉપર્યુક્ત ઘટનામાં પોતાના શીઘ્ર કવિત્વથી પ્રભાવ પાડવામાં શ્રીશુભશીલ ગણિ પણ હતા; એ નોંધપાત્ર છે. આ સિવાય તેમના વિશે વિશેષ સંશોધન કરતાં બીજી માહિતી મળી આવવા સંભવ છે.

**કથા સત્તાવીશમી:**

આ કથા "ઉપદેશમાલા ટીકા" નામના ગ્રંથમાંથી લેવામાં આવી છે. આની પ્રતિ અમદાવાદના ડેલાના ઉપાશ્રયના ભંડારમાંથી જ મને મળી હતી. તેનો નંબર વગેરે નોંધવો રહી ગયો છે.

## ૨૩. શ્રીધર્મદાસ ગણિ:

"ઉપદેશમાલા" ગ્રંથની પ્રાકૃતમાં રચના કરનાર શ્રીધર્મદાસ ગણિ, ભગવાન મહાવીરના હસ્તદીક્ષિત શિષ્ય મનાય છે. કહેવાય છે કે ધર્મદાસ પોતે રાજા હતા અને પોતાના શિષ્ય રણસિંહને બોધ આપવા માટે આ ગ્રંથની રચના કરી. ૫૪૦ પ્રાકૃત ગાથાઓમાં આ આચારપ્રતિપાદક ઉપયોગી ગ્રંથ છે.

ઇતિહાસ વેત્તાઓના મતે ધર્મદાસ ગણિ શ્રીમહાવીરદીક્ષિત શિષ્ય જેટલા પ્રાચીન હોય એમ મનાતું નથી. બીજા એક ધર્મદાસ થયા છે ખરા, જેમણે "વિદગ્ધમુખમંડન" નામનો ગ્રંથ રચ્યો છે. તેમનો સમય નિશ્ચિત થયો નથી. તે ગ્રંથમાં સમસ્યાઓ વગેરે છે તેના ઉપર જૈનેતર વિદ્વાનોએ પણ ટીકાઓ રચી છે.

## ૨૪. શ્રીસિદ્ધર્ષિ:

"ઉપદેશમાલા" પર જૂનામાં જૂની ટીકા સિદ્ધર્ષિની મળે છે. આ ટીકા સં. ૯૭૪ માં તેમણે રચી છે. તેમણે "ઉપમિતભવપ્રપંચાકથા, ચંદ્રકેવલિચરિત્ર" વગેરે પ્રાકૃતમાં રચ્યાં છે. તેમના વિશે શ્રીમોતીચંદ ગીરધર કાપડિયાએ વિસ્તારથી લખ્યું છે.[૫૭] આ ટીકા, જેમાંથી આ કથા લેવામાં આવી છે તે પ્રસ્તુત

---

૫૬. "મન્ત્રાધિરાજ ચિંતામણિ—જૈન સ્તોત્ર સંદોહ" ભાગ ૨ ની પ્રસ્તાવના પૃષ્ઠ ૧૧૧.

૫૭. "સિદ્ધર્ષિ" નામનો તેમનો લખેલો ગ્રંથ: પ્રકાશક: જૈનધર્મ પ્રસારક સભા: ભાવનગર.

સિદ્ધર્ષિની છે કે અન્યની તે બીજાં સાધનોના અભાવે જાણી શકાયું નથી.

**કથા અઠ્ઠાવીશમી :**

આ કથા સંદર્ભ "પ્રાચીન ગૂજરાતી ગદ્યસંદર્ભ"માંથી લેવામાં આવેલ છે.

**૨૫. શ્રીસોમસુંદરસૂરિ :**

"ગુજરાતના પાલનપુરમાં સજ્જન નામે શ્રેષ્ઠી તેની ભાર્યા માલ્હણદેવીને સોમ નામે પુત્રનો જન્મ સંવત્ ૧૪૩૦ માં થયો. સં. ૧૪૩૭માં માત્ર સાત વર્ષની વયે શ્રીજયાનંદસૂરિ પાસે દીક્ષા લીધી અને સોમસુંદર નામ આપવામાં આવ્યું. સં. ૧૪૫૦ માં વાચકપદ મેળવી દેવકુળપાટણ ગયા. ત્યાં લાખા રાજાના માનીતા મંત્રી રામદેવ અને ચુંડે પ્રવેશ મહોત્સવ કર્યો. સં. ૧૪૫૭ માં પાટણમાં નરસીંહ શેઠે કરેલા અદ્ભુત મહોત્સવપૂર્વક શ્રીદેવસુંદરસૂરિએ તેમને આચાર્યપદ આપ્યું.

"ઇડરના ગોવિંદ સાધુએ (જેણે તારંગા ઉપર રહેલા કુમારપાલે કરાવેલા વિહારનો ઉદ્ધાર કરાવ્યો) સંઘપતિ બનીને એમની સાથે શત્રુંજય, ગિરનાર, સોપારક વગેરે તીર્થોની યાત્રા કરી તારણગિરિ (તારંગા)-નાં દર્શન કર્યાં. પછી તેમાં અજિતપ્રભુનું નવીન મોટું બિંબ ભરાવી એમના હાથે પ્રતિષ્ઠિત કરાવ્યું. રાણકપુરના ધરણ નામના સંઘપતિના આગ્રહથી રાણકપુર જઈ તે સંઘપતિએ કરાવેલા 'ત્રિભુવનદીપકવિહાર'ની પ્રતિષ્ઠા સં. ૧૪૯૬માં કરી. ગિરનાર પર લક્ષોબા નામના સંઘપતિએ કરાવેલા ચતુર્મુખ જિનાલયમાં, મુંજિગ-નગરના મૂંજ શ્રેષ્ઠિએ ભરાવેલાં પિત્તલમય અસંખ્ય ચોવીશી જિનબિંબો વગેરેની પ્રતિષ્ઠા કરી."[૫૮]

તેમની સાહિત્યસેવા પણ નોંધપાત્ર છે. તેમણે દેવસુંદરસૂરિની સાથે રહીને પાટણ અને ખંભાતના ગ્રંથભંડારોના ગ્રંથોનું તાડપત્ર પરથી કાગળ ઉપર સંસ્કરણ કર્યું. આ કાર્યમાં સોમસુંદરસૂરિના શિષ્ય વર્ગનો મોટો ફાળો છે. કહેવાય છે કે પંદરમી સદીના મધ્યથી અંત સુધીમાં લગભગ લાખેક પ્રતો લખાઇ હશે. મુસલમાનોનું જોર વધતું હતું છતાં દીલ્હીથી આવતા સુબાઓ સાથે મૈત્રી સાધીને તે વખતના જૈનોના આ અને બીજા આચાર્યોએ ધાર્મિક સંસ્થાઓની રક્ષા કરી હતી.

તેમના રચેલા ગ્રંથોમાં 'ચઉસરણ પયન્ના' પર સંસ્કૃતમાં અવચૂરિ, ભાષ્યત્રય ચૂર્ણિ, રત્નકોષ, નવ-સ્તવી, વિવિધ સ્તવનો વગેરે મુખ્ય છે. તેમણે ગુજરાતી ભાષામાં પણ કેટલાએ બાલાવબોધ અને સ્વતંત્ર કાવ્યરચનાઓ કરી છે. તે પૈકી યોગશાસ્ત્ર, ષડાવશ્યક, આરાધનાપતાકા, નવતત્ત્વ, ષષ્ટિશતક વગેરે ગ્રંથો પર બાલાવબોધ રચ્યા. તેમજ આરાધના રાસ, નેમિનાથ નવરસફાગ અને સ્થૂલિભદ્ર ફાગ વગેરે ગુજરાતીમાં સ્વતંત્ર કાવ્યરચનાઓ કરી છે.

સોમસુંદરસૂરિનો શિષ્ય પરિવાર વિશાળ હતો અને મોટે ભાગે તેમાં પ્રખર વિદ્વાનો હતા. શ્રી મુનિ-સુંદરસૂરિ, જયસુંદરસૂરિ, ભુવનસુંદરસૂરિ અને જિનસુંદરસૂરિ તેમાંના મુખ્ય હતા.[૫૯]

**કથા ઓગણત્રીશમી :**

આ કથાની પ્રતિ લીંબડીના શ્રીઆણંદજી કલ્યાણજી પુસ્તક ભંડારની દા. નં. ૧૨ અને પોથી ૪૨ ની છે. તેના ૯ પત્રો છે. તેનું માપ ૧૧×૫ છે. પ્રતિની સ્થિતિ સારી છે. તેની અંતે આપેલી પુષ્પિકામાં સં. ૧૫૧૭માં આ પ્રતિ લખાયાની નોંધ છે.

**૨૬. શ્રીરામચંદ્રસૂરિ :**

આ કથાની અંતે **श्रीरामचन्द्रसूरिविरचिता श्रीकालिकाचार्यकथा समाप्ता**ની નોંધ ઉપરથી આના

---

૫૮. "મંત્રાધિરાજ ચિંતામણિ–જૈન સ્તોત્ર સંદોહ ભા. ૨"ની પ્રસ્તાવના પૃષ્ઠ: ૮૪.

૫૯. "શ્રીતપગચ્છ શ્રમણ વંશવૃક્ષ"માં "તપગચ્છના આચાર્યો: તેમનું સાહિત્ય"–પૃષ્ઠ ૮.

કર્તા રામચંદ્રસૂરિ છે એટલું જ માત્ર જણાય છે. તેઓ કયા ગચ્છના હતા અને આ કથા કયારે રચી; એ સંબંધી હકીકત જાણવાને આમાંથી કશું મળી શકતું નથી.

આ કથા સં. ૧૫૧૭માં લખાઈ છે અને ગુજરાતી ભાષાનો સુંદર ગદ્ય નમૂનો છે. આમાંની ભાષા લગભગ પંદરમાં સૈકાની રચનાનો ખ્યાલ આપે છે.

પંદરમા સૈકાની શરૂઆતમાં જ એક જીરાપલ્લીગચ્છના શ્રીરામચંદ્રસૂરિનો પુરાવો શિલાલેખોમાંથી જડે છે. તેઓ બૃહદ્ગચ્છના દેવેન્દ્રસૂરિના શિષ્ય શ્રીજિનચંદ્રસૂરિના શિષ્ય હતા. તેમણે જીરાવલાના મંદિરમાં દેરી નં. ૪૮, ૪૭ની સં. ૧૪૧૧, ૧૪૧૨માં પ્રતિષ્ઠા કરી હતી.[૧૦]

જો આ રામચંદ્રસૂરિએ આ કથાની રચના કરી હોય તો સં. ૧૪૧૨ની આસપાસના કોઈ પણ વર્ષમાં કરી એમ મનાય. વળી આ સમયમાં બીજા કોઈ રામચંદ્રસૂરિ થયા હોય એવું જાણવામાં આવતું નથી એટલે વિશેષ સંભવ છે કે, આ જીરાપલ્લીય રામચંદ્રસૂરિએ આ કથાની રચના કરી હોય.

આ સિવાયની તેમની બીજી માહિતી મળી શકતી નથી.

**કથા ત્રીશમી:**

આ કથાની પ્રતિ અમદાવાદના ડેલાના ઉપાશ્રયના ભંડારના દા. નં. ૭૧ અને પોથી નં. ૩૯ની છે. આ પ્રતિમાં ગુજરાતી કવિતામાં "મહાવીરકલ્પભાસ" અને તેની સાથે ૧૬ઞ થી ૧૮ઞ સુધીનાં ૨ા પત્રોમાં "કાલિકાચાર્ય ચોપાઈ" આપેલી છે. પ્રતિની સ્થિતિ સારી છે. તેનું માપ ૯ાાx૪ા છે. આ પ્રતિ સં. ૧૭૪૦માં અમદાવાદમાં લખાઈ છે એવી તેની અંતેની પુષ્પિકામાં નોંધ છે.

**૨૭. શ્રીગુણરત્નસૂરિ:**

આ ચોપાઈની અંતે કર્તાએ પોતાનો પરિચય આ રીતે આપ્યો છે:

> પીંપલગચ્છિ ગુર સોહઇ, મયીયણ જન મન મોહઇ ।
> શ્રીગુણરયણસૂરિંદ, દીઇયઇ ધરીય આણંદ ॥
> કીધઉ પહ ચરિત્ર રસાલ, સુણુ સહૂ બાલગોપાલ ।
> તેહ ઘરિ સયલ સમૃદ્ધિ, પામઇ અવિહડ રિદ્ધિ ॥

આ નોંધ ઉપરથી "પીંપલગચ્છના શ્રીગુણરત્નસૂરિએ આ ચોપાઈ રચી;" એટલું માત્ર જણાય છે, પરંતુ તેઓ કયા સમયમાં વિદ્યમાન હતા એની આમાંથી માહિતી મળતી નથી.

આ પીંપલગચ્છીય શ્રીગુણરત્નસૂરિ સોળમા સૈકાના પહેલા પાદમાં વિદ્યમાન હતા; એમ તેમણે પ્રતિષ્ઠા કરાવેલા મૂર્તિલેખો ઉપરથી જણાય છે. તેમણે સં. ૧૫૦૭[૧૧] અને સં. ૧૫૨૫માં[૧૨] જુદે જુદે સ્થળે પ્રતિષ્ઠા કરાવ્યાના ઉલ્લેખો મળે છે.

તેમના શિષ્ય ગુણસાગરસૂરિએ સં. ૧૫૧૭,[૧૩] સં. ૧૫૨૪માં પ્રતિષ્ઠાઓ કરાવી છે; તેમાં તેમના ગુરુ શ્રીગુણરત્નસૂરિનો ઉલ્લેખ કર્યો છે. એ સિવાય તેમના શિષ્ય ગુણસાગરસૂરિના શિષ્યે (નામ આપેલું નથી) સં. ૧૫૨૮ માં પ્રતિષ્ઠા કરાવી છે તેમાં તેમણે પિપ્પળગચ્છે તાલધ્વજીયશ્રીગુણરત્નસૂરિ એવો ઉલ્લેખ કર્યો છે.[૧૪] આ ઉપરથી શ્રીગુણરત્નસૂરિ પીપલગચ્છની તાલધ્વજીય શાખાના હતા, એટલું વિશેષ જણાય છે.

---

૧૦. "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખસંદોહ" લેખાંક: ૧૧૯, ૧૨૦.

૧૧ "પ્રાચીન લેખ સંગ્રહ" ભા. ૧ના પૃષ્ઠ ૬૯, લેખાંક: ૧૩૧.

૧૨ "જૈન પ્રતિમા લેખ સંગ્રહ" ભા. ૨ના પૃષ્ઠ ૧૦૩, લેખાંક: ૫૫૯.

૧૩ "પ્રાચીન લેખ સંગ્રહ" ભા. ૧ના લેખાંક: ૩૧૩, ૪૮૩.

૧૪. એજન, લેખાંક: ૪૧૬.

આ સિવાય તેમના જીવન, કવન વિશે બીજી માહિતી મળી શકતી નથી.

**આભાર:**

આ કાલિકાચાર્યકથા સંગ્રહની આટલી બહિરંગ સામગ્રીનો પરિચય આપવા સાથે આના પ્રકાશક શ્રીસારાભાઈ નવાબ, જેમણે આ કથાઓની મોટા ભાગની પ્રતિઓ પાટણ, ખંભાત, લીંબડી, અમદાવાદ અને તેમના પોતાના સંગ્રહની લાવી આપી મારા કાર્યને સરળ બનાવવામાં મદદ કરી છે, તેમનો તેમજ આ સંગ્રહના પ્રાકૃત વિભાગની કથાઓનાં સંદિગ્ધ સ્થળો ઉકેલવામાં પાટણનિવાસી પં. અમૃતલાલ મોહનલાલે સહાય કરી છે તેમનો આભાર માનું છું. આ સિવાય પ્રકાશિત થયેલી જે કથાઓનો આમાં સમાવેશ કર્યો છે, તેના સંપાદકોનો પણ આભાર માનવાની તક લઉં છું.

આટલા બહિરંગ સામગ્રીના પરિચય પછી હવે આ કથાની અંતરંગ સામગ્રી, કથાઓની ઘટનાઓનું તારતમ્ય તેમજ ઈતર સામગ્રી સાથેની તુલનાનું અવલોકન કરીએ.

# કથાઓની અંતરંગ સામગ્રી

## નિશીથચૂર્ણિનો સંદર્ભ પહેલો :

વિદ્યાના આંતરિક બળવાળા, તેજસલબ્ધિવાળા કે સહાયલબ્ધિવાળા જે હોય છે, તેમાંના કાલિકાચાર્ય જેવાએ અત્યંત વિરોધી( ગર્દભિલ્લ )ને ઉખેડી નાખી શિક્ષા કરી.

વિદ્યાબળવાળા જેવા આર્યખપુટ, આંતરિક બળવાળા કે બાહુબલવાળા જેવા બાહુબલી, તેજસલબ્ધિ અથવા લબ્ધિવાળા જેવા બંભદત્ત અને પૂર્વભવમાં સંભૂત, સહાયલબ્ધિવાળા જેવા હરિકેશબળ–( આ બધાયે ) એવી લડાઇ કરીને અત્યંત વિરોધીને ઉખેડી શિક્ષા કરી છે તેવી જ રીતે કાલિકાર્યે ગર્દભિલ્લને શિક્ષા કરી.

" ગર્દભિલ્લ કોણ છે ? કાલક આર્ય કોણ છે ? કયા કાર્યમાં શિક્ષા કરી ? " તે કહે છે—

ઉજ્જૈની નામે નગરી છે. તેમાં ગર્દભિલ્લ નામે રાજા છે. ત્યાં જ્યોતિષ અને નિમિત્તમાં બળિયા કાલક આર્ય નામે આચાર્ય છે. પહેલી વયમાં વર્તતી તેમની રૂપવતી બહેનને ગર્દભિલ્લે પકડી, અંતઃપુરમાં નાખી. આર્ય કાલકે અને સંઘે વીનવ્યું છતાં તેને છોડી નહીં. તેથી રોષે ભરાયેલા આર્ય કાલકે પ્રતિજ્ઞા કરી કે, " જો ગર્દભિલ્લ રાજાને રાજ્યથી ઉખેડી ન નાખું તો પ્રવચન અને સંયમના ઘાતકોની તેમજ તેની ઉપેક્ષા કરનારની દશા પામું. " આથી આર્ય કાલક બનાવટીપણે ઘેલા–ગાંડા બનીને ત્રણ રસ્તા, ચાર રસ્તા, ચૌટું અને રાજમાર્ગમાં આમ બબડતા ભમવા લાગ્યા કે, " જો ગર્દભિલ્લ રાજા હોય તો શું ? જો તેનું અંતઃપુર સુંદર હોય તો તેથી શું ? દેશ મનોહર હોય તો તેથી શું ? જો નગરી સારી વસેલી હોય તો તેથી શું ? જો મનુષ્યો સારાં વસ્ત્રધારી હોય તો તેથી શું ? અને જો હું ભિક્ષા માગતો ફરતો હોઉં તો શું ? જો હું સૂના દેવળમાં વસતો હોઉં તો શું ? "—આમ વિચાર કરીને તે કાલક આર્ય પારસકુલ ગયા.

ત્યાં એક રાજા ' સાહી ' નામે કહેવાય છે. તેને નિમિત્ત વગેરેમાં લીન કરીને વશમાં કરે છે. એક દિવસે તેના મોટા રાજા ' સાહાનુસાહી 'એ કોઇ પણ કારણથી રોષે ભરાઈ " તારું માથું છેદી નાખ " એ રીતે લખેલા આંકવાળી છરી મોકલી. તેને ક્રોધે ભરાયેલો સાંભળીને તે ઉદાસ થયો. ત્યારે સૂરિએ કહ્યું,

"પોતાનો નાશ ન કરશો." ત્યારે સાહીએ કહ્યું, "મોટા સ્વામી રોષે ભરાતાં આ (હુકમ) તોડવો શક્ય નથી." કાલક આર્યે કહ્યું, "ચાલો, હિંદુકદેશમાં જઈએ." રાજાએ તે કબૂલ કર્યું. તેના સરખા બીજા પંચાણુંયે સાહીઓને (તેના જેવા) આંક સાથેના ચિહ્નવાળી (માથું છેદી નાખવાના હુકમવાળી) છરીઓ મોકલી હતી. (તેમને) તે પહેલા (સાહી)એ દૂત મોકલ્યા (ને કહેવડાવ્યું) કે, "પોતાનો નાશ ન કરતા. ચાલો, આપણે હિંદુક દેશમાં જઈએ." તે છન્નુયે (સાહીઓ) સોરઠ દેશમાં ગયા. નવી વર્ષાનો સમય હતો. તેથી વર્ષાકાળમાં જવું શક્ય નહોતું. (તેમણે) તેને (સોરઠને) છન્નુ ભાગે પ્રદેશો વહેંચી લીધા. પોતાના કાર્યમાં મશગૂલ થયેલા આર્ય કાલકે ત્યાં તેમને રાજા અને સામંતો કરી સ્થાપ્યા. તેથી શકવંશ ઉત્પન્ન થયો.

વર્ષાકાળ પૂરો થતાં કાલક આર્યે કહ્યું, "(ચાલો) ગર્દભિલ્લ રાજા ઉપર ચડાઈ કરીએ." આથી ગર્દભિલ્લે જે લાટદેશના રાજાઓનું અપમાન કર્યું હતું, તેને અને બીજાઓને મેળવીને ઉજ્જૈની ઉપર ચડાઈ કરી. તે ગર્દભિલ્લને ગર્દભીનું રૂપ ધારણ કરેલી એક વિદ્યા હતી. તેને એક અટારીએ શત્રુની સામે થાપી. પછી ગર્દભિલ્લ રાજા અઠ્ઠમ[1] કરીને ઊંચા દેવસ્થાનમાંથી તેનું અવતરણ કરવા લાગ્યો. તેથી તે ગર્દભી મોટા સ્વરે અવાજ કરે (અને) શત્રુ સૈન્યમાં રહેલા જે તિર્યંચ કે મનુષ્ય એ શબ્દ સાંભળે તો તે બધા લોહી વમતાં ભયથી પીડાઈને અચેતન થઈ જમીન ઉપર ઢળી પડે. આર્ય કાલક ગર્દભિલ્લને અઠ્ઠમભક્ત કરેલો જાણીને એકસો ને આઠ કુશળ શબ્દવેધી યોદ્ધાઓને કહે છે કે, "જ્યારે આ ગર્દભી મોં ખોલતાં સુધીમાં અવાજ ન કાઢે ત્યાં સુધીમાં એકીસાથે શરોથી તેનું મોં ભરી દેજો" તે પુરુષોએ તેમજ કર્યું. તેથી તે વાનવ્યંતરી[2] દેવી તે ગર્દભિલ્લના ઉપર મળ-મૂત્ર (કરી) અને લાત મારીને ચાલી ગઈ. તે નિર્બળ બનેલો ગર્દભિલ્લ (રાજ્યથી) ભ્રષ્ટ થયો. ઉજ્જૈની હાથ કરાઈ. બહેનને ફરીથી સંયમમાં સ્થાપી. આ રીતે લડાઈ કરીને વિરોધી માણસને શિક્ષા કરી.

(આથી તેઓ) આવા મહારંભના કારણે વિધિપૂર્વક શુદ્ધ થઈને અજયણા કરવાનું પ્રાયશ્ચિત્ત (પશ્ચાત્તાપ) કરે છે.

## —ઘટના બીજી—

શિષ્ય પૂછે છે કે, "અત્યારે અપૂર્વ ગણાતી ચોથના દિવસે શા કારણે પજૂસણ કરવામાં આવે છે?" આચાર્ય કહે છે કે, "આર્ય કાલકે પ્રવર્તાવેલી-ચલાવેલી ચોથ જ કરવી જોઈએ," (શિષ્ય પૂછે છે,) "શા માટે?" (આચાર્ય) કારણ કહે છે-કાલકાચાર્ય વિહાર કરતા કરતા ઉજ્જૈની પહોંચ્યા. ત્યાં વર્ષાવાસ-ચાતુર્માસ રહ્યા. તે નગરીમાં બલમિત્ર રાજા છે. તેને ભાનુશ્રી નામે બહેન છે. તેને બલભાનુ નામે પુત્ર છે. તે સ્વભાવથી જ ભદ્ર અને વિનીત હોવાથી સાધુઓની સેવા કરે છે. આચાર્યે (તેને) ધર્મનો ઉપદેશ કર્યો, તે પ્રતિબુદ્ધ થયો (સમજ્યો), અને દીક્ષા લીધી. આથી બલમિત્ર અને ભાનુમિત્ર રોષે ભરાતાં (તેઓ) પજૂસણ કર્યા વિના ત્યાંથી ચાલી નીકળ્યા.

કેટલાક આચાર્યો કહે છે કે, "બલમિત્ર અને ભાનુમિત્ર કાલકાચાર્યના ભાણેજ થાય છે. 'મામા' હોવાથી વંદન વગેરેથી ખૂબ સત્કાર કરે છે. પુરોહિત તેમનો અવિશ્વાસ રાખતાં કહે છે કે, 'આ શુદ્ર પાખંડી વેદાદિથી બહાર છે'—આ પ્રકારે રાજાની આગળ વારંવાર બોલતાં આચાર્યે તેને નિરુત્તર કરી દીધો. તેથી તે પુરોહિત આચાર્યનો ખાસ દ્વેષી થયો અને રાજાને અનુકૂળ કરવામાં લાગ્યો. 'આ મહાનુભાગ ઋષિઓ જે માર્ગે જાય છે, તે માર્ગે જો રાજાના માણસો જાય અથવા અધિકારને ઓળંગે તો અકલ્યાણ થાય છે, માટે તેમને (અહીંથી) રજા આપો.' તેથી તેઓ ત્યાંથી નીકળ્યા.

---

૧. લગાતાર ત્રણ ઉપવાસ કરવાનું તપ વિશેષ.

૨. દેવતાઓની એક જાતિ.

કેટલાક ( આચાર્યો ) કહે છે કે, "રાજાએ ( એવો ) ઉપાય કરીને કાઢ્યા કે આખા નગરમાં રાજાએ અનેષણા ( સાધુઓને અયોગ્ય આહાર દેવો ) કરાવી, તેથી તેઓ ગયા."

— ઘટના ત્રીજી —

આવા પ્રકારના કારણે કે બીજા કોઈ કારણે ( ત્યાંથી ) નીકળ્યા અને વિહાર કરતા કરતા પ્રતિષ્ઠાન–પૈઠણ નગર તરફ જવા લાગ્યા. પ્રતિષ્ઠાનના શ્રમણસંઘને આર્ય કાલકે સંદેશ મોકલ્યો કે, "જ્યાં સુધી હું ન આવું ત્યાં સુધીમાં પજૂસણા ન કરશો." ત્યાં સાતવાહન રાજા છે તે શ્રાવક છે. તેણે પણ આર્ય કાલકને આવતા સાંભળીને, તે અને શ્રમણસંઘ પણ સામે ગયો. મોટા આડંબર સાથે આર્ય કાલક પ્રવેશ્યા. પેસતાં કહ્યું કે, "ભાદરવા સુદિ પાંચમે પજૂસણ કરવાં." શ્રમણ સંઘે તે સ્વીકાર્યું. ત્યારે રાજાએ કહ્યું કે, "તે દિવસે મારે લોકવાદથી ઇંદ્ર (મહોત્સવ) મનાવવો પડશે. સાધુ અને ચૈત્યની સેવા કરી શકીશ નહિ, તેથી છઠે પજૂસણા કરો." આચાર્યે કહ્યું, "તે ( દિવસ ) ને ઓળંગી શકાય નહીં." ત્યારે રાજાએ કહ્યું, "તો આવતી ચોથે પજૂસણ કરો." આચાર્યે કહ્યું, "એમ થાઓ." ત્યારે ચોથનાં પજૂસણા થયાં. આ પ્રકારે યુગપ્રધાને કારણવશ ચોથ કરી, તે બધા સાધુઓએ માની લીધું.

રાજાએ અંતઃપુરની સ્ત્રીઓને કહ્યું કે, "તમે અમાવાસ્યાએ ઉપવાસ કરી, પડવાના દિવસે ખાદ્ય અને ભોજન વિધિથી સાધુઓને ઉત્તરપારણા–અતરવારણાને દિવસે વહોરાવીને અઠ્ઠમ (ત્રણ ઉપવાસ) કરીને પજૂસણા પાળજો." એમ કરતાં પડવાના દિવસે ઉત્તરપારણા થાય. તે બધા લોકોએ તેમ કર્યું. તે દિવસથી મહારાષ્ટ્ર દેશમાં 'શ્રમણપૂજા' એ પ્રકારનું પર્વ શરૂ થયું.

**બૃહત્કલ્પસૂત્રની નિર્યુક્તિમાંનો સંદર્ભ બીજો:**

સુવર્ણભૂમિમાં શિષ્યના શિષ્ય સાગર(ચંદ્રસૂરિ)ને વૃદ્ધ સાધુરૂપે બોધ આપવો, શિષ્યોનું આગમન, અને ધૂલીપૂંજનું દૃષ્ટાંત કહેવું:—

ઉજ્જૈની નગરીમાં સૂત્ર અને અર્થને જાણનારા મોટા પરિવારવાળા આર્ય કાલક નામે આચાર્ય વિચરે છે. તે આર્ય કાલકના શિષ્યના શિષ્ય સૂત્ર અને અર્થના જાણકાર સાગર(ચંદ્રસૂરિ) નામે સુવર્ણભૂમિમાં વિચરે છે. ત્યારે આર્ય કાલક વિચાર કરે છે કે, "આ મારા શિષ્યો અનુયોગ[1] સાંભળતા નથી, તેથી શા માટે તેમની વચ્ચે રહું? આથી ત્યાં જાઉં જ્યાં અનુયોગ ચલાવી શકું. વળી આ શિષ્યો પણ પાછળથી શરમાઇને સંભારશે." એમ વિચાર કરીને શય્યાતર[2]ને કહે છે કે, "ક્યાંક બીજે જાઉં છું. તે પછી મારા શિષ્યો સંભારશે. તમે પણ તેમને કહેતા નહિ. વળી જો ખૂબ હઠ કરે તો ધૂત્કારીને કહેજો કે, 'સુવર્ણભૂમિમાં સાગર(ચંદ્રસૂરિ)ની પાસે ગયા છે." એ પ્રકારે શિખવીને રાતે જ (તેમને) સૂતા મૂકીને સુવર્ણભૂમિએ ગયા. ત્યાં સાધુરૂપે સાગર(ચંદ્રસૂરિ)ના ગચ્છમાં પેઠા. ત્યારે સાગર આચાર્યે 'વૃદ્ધ' છે એમ સમજીને 'અભુઠ્ઠિયા'[3] વગેરેથી આદર–સત્કાર ન કર્યો. ત્યારે અર્થ–વ્યાખ્યાનના પ્રથમ પ્રહરે સાગર આચાર્યે કહ્યું, "વૃદ્ધ! તમને આ ( વ્યાખ્યાન ) ગમ્યું?" આચાર્યે કહ્યું, "હા." "તો ખ્યાતિ સાંભળો" એમ કહીને (તે સાગર આચાર્યે ખ્યાતિ) કહી. ગર્વમાં આવીને કહે છે.

બીજા શિષ્યોએ પ્રભાતકાળ થતાં આચાર્યને ન જોયા. તેથી આકુળવ્યાકુળ થઇને શોધવા માટે શય્યાતરને પૂછે છે. તે કહેતા નથી અને બોલે છે કે, "તમે જ તમારા આચાર્ય વિશે કહેતા–જાણતા નથી તો હું ક્યાંથી જાણું?" તેથી દુઃખી થઇને ખૂબ આગ્રહ કરતાં કહ્યું કે, "તમારી વર્તણૂંકથી ઉદાસ થઇને સુવર્ણભૂમિમાં સાગર (આચાર્ય ) પાસે ગયા." એમ કહીને ધૂતકાર્યા. તેથી તેઓ સુવર્ણભૂમિ જવા સારુ

---

૧ સૂત્રોનો અર્થ વિસ્તારથી પ્રતિપાદન કરવો તે.

૨ સાધુઓને રહેવા માટે સ્થાન આપનાર ગૃહસ્થ અથવા ઉપાશ્રયનો માલિક.

૩ સન્માનને માટે ઊભા થઈ વિધિપૂર્વક વંદન કરવું તે.

ચાલ્યા. રસ્તે (જતાં) લોકો પૂછે છે "આ કયા આચાર્ય જાય છે?" તેઓ કહે છે "આર્ય કાલક". ત્યારે સુવર્ણભૂમિમાં સાગર(આચાર્ય)ને લોકોએ કહ્યું કે, "મોટા શ્રુતધર અને મોટા પરિવારવાળા આર્ય કાલક નામના આચાર્ય અહીં આવવાની ઇચ્છાએ માર્ગમાં છે." આથી સાગર(આચાર્ય) શિષ્યોની આગળ કહે છે કે, "મારા પિતામહ આવી રહ્યા છે. તેમની આગળ પદાર્થો પૂછીશ." જલદીથી જ તે શિષ્યો આવ્યા. તેમાંના આગળ રહેલા (શિષ્યો) પૂછે છે કે, "શું અહીં આચાર્ય આવેલા છે?" "ના, પણ બીજા વૃદ્ધ આવ્યા છે." "કેવા છે?" વાંદતાં જાણ્યું કે, "આ જ આચાર્ય છે." ત્યારે તે સાગર (આચાર્ય) શરમાઈ ગયા, "મેં આમની સાથે અહીં ખૂબ પ્રલાપ કર્યો છે." ક્ષમાશ્રમણોએ[1] વંદાવ્યા. ત્યારે બીજી વેળાએ 'આશાતના[2] કરી છે' તેથી 'મિથ્યા દુષ્કૃત'[3] કરવા લાગ્યા.

એમણે (સાગર આચાર્યે) કહ્યું, "ક્ષમાશ્રમણ કેવા હોય, તે હું પૂછું છું." આચાર્ય કહે છે, "સુંદર, પણ કદી ગર્વ ન કરતા." આથી ધૂળના ઢગલાનું દૃષ્ટાંત કરીને બતાવે છે. ધૂળને હાથમાં લઇને ત્રણ ઠેકાણે ઉતારે છે. "જેમ આ ધૂળને મૂકતાં કે ફેંકતાં ધીમે ધીમે સડતી–ક્ષય થતી જાય છે, તેમ અર્થ પણ તીર્થંકરોથી ગણધરો[4] પાસે અને ગણધરોથી છેવટ અમારા સુધી, તેમજ આચાર્ય, ઉપાધ્યાય સુધી પરંપરાથી આવ્યો. કોણ જાણે છે કે, કોના કેટલા પર્યાયો—ભાગો ક્ષીણ થયા? માટે ગર્વ ન કરશો." આથી 'દુષ્કૃત મિથ્યા'—પાપનું પ્રાયશ્ચિત્ત કરીને આર્ય કાલક શિષ્ય અને પ્રશિષ્યોને અનુયોગ દેવા લાગ્યા. (જુઓ ચિત્ર નં. ૫–૨૦–૩૫ તથા ૬૪)

### બૃહત્કલ્પચૂર્ણિમાંનો સંદર્ભ ત્રીજો:

ઉજ્જૈની નગરી છે. તેમાં અનિલનોસુત યવ નામે રાજા છે. તેનો પુત્ર ગર્દભ નામે યુવરાજ છે. તે રાજાની પુત્રી અને ગર્દભની બહેન અડોલિયા નામે છે. તે ખૂબ રૂપવતી છે. તે યુવરાજને દીર્ઘપૃષ્ટ નામે સચિવ છે. યુવરાજ તે અડોલિયા બહેનને જોઇને અત્યંત આસક્ત થતાં દુબળો થવા લાગ્યો. અમાત્યે આગ્રહથી પૂછ્યું, ત્યારે (કારણ) કહ્યું. અમાત્યે કહ્યું, "કામવાસના થાય તો સાતમા ભૂમિઘરમાં સંતાડીને ત્યાં તેની સાથે ભોગ કરજે." લોકો ભોગ કરેલો જાણશે-(એમ વિચારીને)- તે ક્યાંક નાસી ગઈ–આ પ્રમાણે થાય છે–એમ કહ્યું.

### વ્યવહારચૂર્ણિમાંનો સંદર્ભ ચોથો:

'ઉજ્જૈનીએ' ગાથા–જ્યારે આર્ય કાલકે શકોને આણ્યા (ત્યારે) તે શક રાજાને ઉજ્જૈની રાજધાનીમાં, તેની સાથે નીકળેલાઓએ 'જાતિમાં અમારા સરખો છે' એમ સમજીને ગર્વથી તેઓ તે રાજાની બરાબર સેવા કરતા નહોતા. તેથી રાજા તેમને પગાર આપતો નથી. આજીવિકા વિના તેઓ આક્રમણ કરવા લાગ્યા. આ જાણીને ઘણા મનુષ્યોની વિનવણીથી તેઓ ત્યાંથી નિર્વાસિત થયા અને બીજા રાજાની સેવા કરવા લાગ્યા.

### આવશ્યકચૂર્ણિમાંનો સંદર્ભ પાંચમો:

સાચો વાદ (સાચું કથન) તે સમ્યક્વાદ. (તે કેવી રીતે છે એ કથાદ્વારા કહે છે)—

તુરુમિણી નગરી છે. તેમાં જિતશત્રુ રાજા છે. તેની ભાર્યા હલકી જાતિની છે. તેને દત્ત નામે પુત્ર છે. તે દત્તને આર્ય કાલક નામે મામો છે. તે સાધુ થયો. આ દત્તે જુગાર પ્રસંગે સેવા કરતાં કરતાં પ્રધાનપદ મેળવ્યું. કુળપુત્રોમાં ભેદ કરાવીને રાજાને નસાડી મૂકયો અને પોતે રાજા થયો. તેણે ઘણા યજ્ઞો કર્યા.

---

૧. સાધુઓ.

૨. અવમાનના.

૩. એ પ્રકારનો વિધિપૂર્વક માનસિક પશ્ચાતાપ કરવો તે.

૪. તીર્થંકર ભગવાનના મુખ્ય શિષ્યો.

એક સમયે તે મામા (કાલકાચાર્ય) ને જોતાં રોષે ભરાઈને કહેવા લાગ્યો, હું ધર્મ સાંભળવા ઇચ્છું છું. યજ્ઞોનું ફળ શું છે?" તેઓ કહે છે કે, "શું ધર્મ પૂછે છે?" તેને ધર્મ કહે છે. ફરીથી પૂછે છે ત્યારે તેઓ (કાલકાચાર્ય) ગુસ્સે થઈને કહે છે કે, "યજ્ઞનું ફળ નરક છે." તે (દત્ત) કોપાયમાન થઈને કહે છે કે, "(એની) શી પ્રતીતિ?" "તું સાતમે દિવસે કૂતરાની પેઠે કુંભારવાડામાં પકાઇશ. (તેમાં) 'શો પૂરાવો?' (એમ પૂછતાં તો કહે છે) કે, સાતમે દિવસે તારા મોંમાં વિષ્ઠા આવી પડશે.". આથી ક્રોધે ભરાઇને બોલવા લાગ્યો, "તમારું મૃત્યુ કેવી રીતે થશે?" તેઓ કહેવા લાગ્યા કે, "હું લાંબા કાળસુધી દીક્ષા પાળીને સ્વર્ગે જઈશ." આથી રોષે ભરાઈને કહેવા લાગ્યો કે, "(કાલકચાર્યને) પકડો." તે સિપાહીઓએ તેમને તેમ કર્યું. તેમની (સિપાહીઓની) સાથે તેમને (કાલકાચાર્યને) રાજાએ બોલાવ્યા, "આવો. આમને બાંધીને મને આપો." (એમ) કહેતાં (તેઓ ત્યાં) બેસે છે.

તેને (રાજાને) દિવસો (ગણતાં) ભૂલાઈ ગયા. તે સાતમે દિવસે માણસો પાસે રાજમાર્ગ સાફ કરાવી, (તેની) તપાસ રખાવી.

એક પૂજારી હાથમાં ફૂલનો કરંડિયો લઇને સવારે (રાજમાર્ગમાં) પ્રવેશ કરે છે. તેણે વિષ્ઠા કરી ફૂલથી ઢાંકી દીધી. રાજા પણ સાતમે દિવસે ઘોડે ચડીને રાજમાર્ગે જાય છે. "એ શ્રમણને મારી નાખું" એમ બોલતો જેવો જાય છે, તેવો જ બીજા નાના ઘોડાએ ખૂરીથી ફૂલોને ઊખેડી ભૂમિ ઉપર પગ પછાડયો. વિષ્ઠા તે (દત્ત)નાં મોંમાં જઈને પડી. તેણે જાણ્યું કે, "સાચે જ હું મરી જઇશ." તેથી સિપાહીઓને પૂછ્યા વિના તે પાછો જવા લાગ્યો. તે સિપાહીઓએ જાણ્યું કે, "ખરેખર રહસ્ય ખુલ્લું થઇ ગયું, જેથી ઘેર ન પહોંચે તેટલામાં જ તેને પકડી લઇએ." તેઓએ તેને પકડી લીધો અને બીજો રાજા થયો.

તેને કૂતરાની કુંભીમાં નાખીને બારણાં બંધ કર્યાં. નીચે અગ્નિ પેટાવ્યો. તેને તપાવતાં ટુકડે ટુકડે છેદી નાખ્યો. કાલિકાચાર્યનું આ 'સત્ય કથન' છે.

**દશાચૂર્ણિમાંનો સંદર્ભ છઠ્ઠો:**

આર્ય કાલિકે કારણવશ ચોથ પ્રવર્તાની. "કેવી રીતે?"—

ઉજ્જૈની નગરીમાં બલમિત્ર અને ભાનુમિત્ર રાજાઓ છે. તેમના ભાણેજ (બલભાનુ)ને આર્ય કાલકે દીક્ષા આપી. તે દુષ્ટ રાજાઓએ આર્ય કાલકને નિર્વાસિત કર્યા. તેઓ પ્રતિષ્ઠાનમાં આવ્યા.

ત્યાં સાતવાહન નામે શ્રાવક રાજા છે. તેણે શ્રમણની પૂજાનો ઉત્સવ આરંભ્યો. અંતઃપુરમાં કહ્યું કે, "અઠ્ઠમ પાળતા નહિ." પજૂસણાનો દિવસ પાસે આવતાં એક દિવસે આર્ય કાલકે સાતવાહનને કહ્યું, "ભાદ્રપદની અજવાળિયા (પક્ષની) પાંચમે પજૂસણા છે." રાજાએ કહ્યું: "તે દિવસે મારે ઇંદ્ર (મહોત્સવ)નું અનુસરણ કરવું પડશે, તેથી ચૈત્ય કે સાધુઓની સેવા મારાથી થઇ શકશે નહિ. આ કારણથી પજૂસણા છઠનાં થવા દો." આચાર્યે કહ્યું: "(પાંચમને) ઓળંગી શકાય નહિ." રાજાએ કહ્યું: "તો ચોથનાં થવા દો." આચાર્યે કહ્યું: "એમ થવા દો." (આથી ચોથે પજૂસણા કર્યાં.) આ પ્રકારે કારણવશ ચોથે પજૂસણા કરાયાં.

**અનુપૂર્તિ:**

"પંચકલ્પચૂર્ણિ" માં લખ્યું છે કે, "લોકાનુયોગમાં આર્યકાલકનું દૃષ્ટાંત છે. આટલું વાંચીને પણ તેઓ આવું મુહૂર્ત ન જાણી શકયા, જેમાં દીક્ષા દેવાથી શિષ્ય સ્થિર થઈ શકે. આ નિર્વેદથી તેમણે આજીવકોની સમીપે 'નિમિત્ત'નો અભ્યાસ કર્યો. પછીથી તેઓ જ્યારે પ્રતિષ્ઠાનમાં રહ્યા ત્યારે સાતવાહન રાજાએ તેમને આ ત્રણ પ્રશ્નો પૂછ્યા અને એક એક પ્રશ્ન પર લાખ–લાખ મુદ્રાનું ઇનામ નક્કી કર્યું. પહેલો પ્રશ્ન એ હતો કે, પશુના પેટમાં લીંડીઓ કોણ બનાવે છે? બીજો પ્રશ્ન હતો કે, સમુદ્રમાં પાણી

કેટલું છે? અને ત્રીજો એ હતો કે, મથુરા ક્યારે સર થશે યા નહિ? પહેલા પ્રશ્નના ઉત્તરમાં રાજાએ લક્ષમૂલ્ય કડું ભેટ કર્યું. અને બીજા ઉત્તરના ઈનામમાં કુંડલ અર્પણ કર્યું. આચાર્યે કહ્યું મારે આની કોઈ જરૂરત નથી. મેં તો કેવળ આ નિમિત્તનો ઉપચાર બતાવ્યો છે. આ વખતે ત્યાં આજીવકો ઊઠીને ઊભા થયા અને બોલ્યા કે, આ અમારા માટે ગુરુ–દક્ષિણા છે."

"પંચકલ્પચૂર્ણિ" માં આર્ય કાલક માટે બીજી હકીકત એ નોંધી છે કે, "પાછળથી કાલકે સૂત્ર નષ્ટ થતાં "ગંડિકાનુયોગ"[1] બનાવ્યા. પાટલિપુત્રના શ્રમણસંઘે તે ગંડિકાનુયોગ સાંભળીને પ્રમાણ માન્યો ને પ્રતિષ્ઠિત કર્યો–એ વિચાર કરીને કે, "સંગ્રહણી"[2] એ પણ અલ્પ સ્મૃતિવાળા વિદ્યાર્થી માટે ઉપકારિણી થશે, આ વિચારથી જ તે સૂત્રોનું અંગ મનાવામાં આવી. પ્રથમાનુયોગ આદિ (શાસ્ત્ર) પણ કાલકે બનાવ્યાં"[3]

આ પ્રકારે પ્રાચીન ચૂર્ણિઓમા કાલકાચાર્યના નામે બનેલી ઘટનાઓના ઉલ્લેખો છૂટક છૂટક રૂપે મળી આવે છે. આમાંની કેટલીક ઘટનાઓને એક જ કથામાં સમાવી દઇ સળંગ 'કાલકાચાર્યની કથા'ના નામે સાહિત્યિક દૃષ્ટિએ જે કથાઓ, લગભગ અગિયારમી–બારમી શતાબ્દિથી લઈને આજ સુધી, રચાઇ છે, તેમાંની શ્રીદેવચંદ્રસૂરિએ 'મૂળશુદ્ધિ–ટીકા'માં આપેલી કથા બધી રીતે જોતાં મોટી અને પ્રાચીન છે એટલું જ નહિ, તે પછીના કથાકારો સામે આ કથા આદર્શ રૂપ રહી છે. માટે એ કથાને આપણે અવિકલરૂપે જોઈએ અને તેનાથી બીજી કથાઓમાં શી શી વિશેષતા છે એના તારતમ્યને તપાસીએ.

**કથા પહેલી :**

કાલિકાચાર્યે પ્રપૌત્ર (શિષ્ય) સાગરચંદ્રાચાર્યને ગર્વ થવાથી પ્રતિબોધ આપવાના અવસરે જે અર્થ કહ્યો છે તે કથાદ્વારા જાણી શકાય એમ છે. તે કથા આ પ્રકારે છે:—

**કાલકનો વંશપરિચય :**

આ જંબૂદ્વીપ નામના દ્વીપના ભારતવર્ષમાં ધરાવાસ નામે નગર છે. તેમાં અનેક શત્રુઓની સુંદરીઓને વિધવા બનાવવાની દીક્ષા આપવામાં ગુરુસમો વૈરસિંહ નામે રાજા છે. તેના સમગ્ર અંતઃપુરમાં મુખ્ય–પટરાણી સુરસુંદરી નામે દેવી છે. તેમને બધી કળાઓના સમુદાયનો પારગામી કાલક કુમાર નામે પુત્ર છે (જુઓ ચિત્ર નં. ૨૩–૨૭–૨૯–૫૬ તથા ૮૫).

**કાલકની અશ્વક્રીડા અને કુતૂહલ :**

તે કોઈ એક દિવસે અશ્વક્રીડા (ઘોડાની રમત) કરીને પાછો ફરતો હતો. (એવામાં) આમ્રવન ઉદ્યાનમાં પાણીભર્યાં વાદળાંની ગંભીર અને મધુર ગર્જના સાંભળતાં કુતૂહલથી તે જોવા માટે તેમાં પ્રવેશ્યો, ત્યારે અનેક મનુષ્યો અને સાધુજનોએ પરિવરેલા ભગવાન ગુણાકરસૂરિને જિનેશ્વરોએ ઉપદેશેલા ધર્મનો બોધ આપતા જોયા. વંદન કરીને તેમની આગળ બેઠો. (આચાર્ય) ભગવાને પણ કુમારને ઉદ્દેશીને વિશેષપણે ધર્મદેશના આપવા માંડી (જુઓ ચિત્ર નં. ૧–૨૧–૪૫–૫૦–૫૬ તથા ૮૪) તે આ પ્રકારે—

---

૧. નંદીસૂત્રની ટીકામાં 'ગંડિકા' નું લક્ષણ આ રીતે આપ્યું છે—"इक्ष्वादीनां पूर्वापरपर्वपरिच्छिन्नो मध्यमभागो गण्डिका, गण्डिकेव गण्डिका-एकार्थाधिकारा ग्रन्थपद्धतिरित्यर्थः" અર્થાત્ એકએક અર્થાધિકારને લઇને રચાયેલા પ્રકરણનું નામ 'ગંડિકા' છે.

૨. સૂત્રોના અધ્યાય અથવા ઉદ્દેશકોના અર્થાધિકારસૂચક આદિપદોને બીજકની માફક એકત્ર કરીને બનાવેલી ગાથાઓના સંગ્રહને 'સંગ્રહણી' કહે છે. આગમસૂત્રો પરની પંચાંગી—૧ નિર્યુક્તિ, ૨ સંગ્રહણી, ૩ ભાષ્ય, ૪ ચૂર્ણિ અને ૫ ટીકામાં સંગ્રહણીનો પણ સમાવેશ છે. પહેલાં પ્રત્યેક આગમસૂત્રો પર આ પ્રકારની સંગ્રહણીઓ બનેલી હતી પરંતુ આજે તેમાંની ઘણીખરી નષ્ટ થઈ ગઈ છે.

૩. આ 'પંચકલ્પચૂર્ણિ'ની હકીકત ઉપા. શ્રીકલ્યાણવિજયજી મહારાજશ્રીના 'આર્યકાલક' નિબંધમાંથી ઉદ્ધૃત કરી છે.

**ગુણાકરસૂરિની ધર્મદેશના અને પ્રભાવિત થવું :**

સોનું જેમ ઘર્ષણ, છેદન, તાપ અને તાડન–આ ચાર પ્રકારે પરખાય છે તેમ વિદ્વાનો ધર્મને પણ શ્રુત, શીલ, તપ, અને દયા–આ ચાર પ્રકારના ગુણોથી પારખે છે. વળી,

જીવ અનાદિ કાળથી મૃત્યુ પામતો રહે છે અને પ્રવાહરૂપ ચાલ્યાં આવતાં અનાદિ કર્મોથી તે જોડાયેલો છે. પાપથી તે દુઃખી થાય છે જ્યારે ધર્મથી સુખ પામે છે. નિયમથી ધર્મ ત્રણ પ્રકારનો છે–ચારિત્રધર્મ, શ્રુતધર્મ અને તપ. આ ધર્મ કસ–ચકાસણી, છેદ–કાપણી અને તાપ–આ ત્રણ વડે સોનાની માફક શુદ્ધ થયેલો હોય ત્યારે જ ખરેખરો બને છે. પ્રાણિવધ આદિ જે પાપઠાણાં છે, તેનું ધ્યાન અને અધ્યયનથી નિવારણ કરવાની જે વિધિ તે ધર્મની 'ચકાસણી' કહેવાય છે. બહારનાં અનુષ્ઠાનોથી વ્રત અને નિયમો ઘસડાઈ ન જાય અને નિર્મળતા સંભવે તે ધર્મની 'કપાણ' કહેવાય છે. બંધ આદિને વશ થતા જીવ વગેરે ભાવોનું ચિંતવન એ 'તાપ' કહેવાય છે. આ પ્રકારો વડે પવિત્ર થયેલો ધર્મ જ ધર્મપણાનું નામ પામે છે. આ પ્રકારોથી જે ધર્મ નિર્મળ થયેલો નથી તે બીજામાં પણ સારો નીવડતો નથી. એવા (નિર્મળ નહિ થયેલા) પ્રકારના ધર્મનું ફળ નક્કી વિપરીત હોય છે. આવો ઉત્તમ પુરુષાર્થ આ રીતના નિયમો વિનાનો હોય ત્યારે તે બધાંય કલ્યાણકારી કામોમાં નકામો બને છે; એમાં સંદેહ નથી. જે જે પ્રકાર વડે જેમાં આવો ધર્મ ઠગાય નહિ તે જ ધર્મ ઠગનારો નથી. માટે કુશળ દષ્ટિવાળા પંડિતોએ એની હમેશાં સારી રીતે પરીક્ષા કરવી.

આ પ્રકારે ગુરુનું વચન સાંભળીને કુમારના કર્મોનો મોટો ભાર ગળવા લાગ્યો. તેને ચારિત્રમાં ભાવ ઉપજ્યો, તેથી તે આ પ્રકારે કહેવા લાગ્યો; "હે મહાયશસ્વી ! તમે ખરેખરા ધર્મનું સ્વરૂપ કહેતાં હું મિથ્યાત્વથી ઘેરાયેલો લાગું છું. હવે હું બોધ પામ્યો છું, માટે મારે કરવા યોગ્ય કામનો આદેશ આપો."

**કાલકની સંયમદીક્ષા, પટ્ટધર થઈને ઉજ્જૈની તરફ વિહાર :**

આથી ભગવાને તેનો ભાવ જાણીને સાધુના ઉત્તમ ધર્મનો આદેશ કર્યો. તેણે પણ તે આદેશ અંગીકાર કર્યા પછી તે રાજાની (પિતાની) પાસે ગયો. માતા–પિતા આદિથી પોતાને મહાપ્રયત્ન પૂર્વક છોડાવીને અનેક રાજપુત્રોની સાથે પોતાનાં પાપ શમાવતો તે શ્રમણ થયો.

બે પ્રકારની શિક્ષાઓ લઈને જ્યારે તે ભાવુક ગીતાર્થ થયા ત્યારે ગુરુએ ગચ્છના અધિકારીપણાથી તેમને પોતાના પદે સ્થાપન કર્યા. પાંચસો સાધુઓના પરિવાર સાથે ભવ્ય જીવોરૂપ કમલવનની ઘટાઓને ઉપદેશતા–વિકાસ કરતા કરતા તે ઉજ્જૈની નગરીમાં આવ્યા. નગરની ઉત્તર દિશામાં આવેલી વાડી ઝાડીમાં યતિને યોગ્ય પવિત્ર ઠેકાણે એ મહાત્માએ વાસ કર્યો. તેમને (આવેલા) જાણીને લોકો ઉતાવળે વંદન કરવા નીકળ્યા. તેઓ સૂરિના ચરણે વાંદીને પવિત્ર ભૂમિપીઠ ઉપર બેઠા. ત્યારે કાલકસૂરિએ દુઃખરૂપ ઘીચ ઝાડીની ઘટાઓને બાળી નાખે તેવો, જિનેશ્વરોએ બોધેલો ધર્મ ગંભીર અવાજે કહેવા માંડયો. તે સાંભળીને આખી સભા ખૂબ વૈરાગ્ય પામી અને ગુરુનાં વખાણ કરતી પોતપોતાના ઠેકાણે પહોંચી ગઈ.

**કાલકસૂરિની બેન શ્રમણી સરસ્વતી, તેનું અપહરણ :**

આ રીતે ભવ્ય જીવોરૂપ કમળોને પ્રફુલ્લિત કરવામાં પરાયણ (મહાત્મા)ના જ્યારે કેટલાયે દિવસો પસાર થઈ ગયા ત્યારે ભવિતવ્યતાના યોગે ત્યાં શ્રમણીઓ–સાધ્વીઓ આવી.

તેમની વચ્ચે એક (શ્રમણી) જાણે પુસ્તકોનો સમૂહ હાથમાં રાખેલી સરસ્વતીની જેમ છતાં કુલીન (સરસ્વતી તેના પિતાને પરણી હતી તેથી તે કુલીન નથી), ગૌરીના જેવી મહાતેજસ્વી હોવા છતાં સંસારમાં ઉદાસ (ગૌરી શિવને પરણેલી હોવાથી સંસારમાં લાગેલી છે), શરદ્‌કાળની નદીની જેમ શોભતી હોવા છતાં ક્રૂર ગ્રહોથી જે વીંટાઈ નથી (નદીઓ, મગર આદિ ક્રૂર ગ્રહોથી વીંટાયેલી હોય છે),

કમળમાં રહેનારી લક્ષ્મી જેવી હોવા છતાં જે કામી નથી (લક્ષ્મી વિષ્ણુને પરણવાથી કામી છે), બધા મનુષ્યોને આનંદ આપનારી ચંદ્રલેખાના જેવી હોવા છતાં જે વાંકી નથી (ચંદ્રલેખા વાંકી ગણાય છે), વધુ શું કહેવું?–ગુણ અને રૂપમાં સમગ્ર નારીઓમાં મુખ્ય, સાધ્વીઓની અનેક ક્રિયાઓ કરવામાં મશગૂલ કાલકસૂરિની નાની બહેન સરસ્વતી નામે શ્રમણી હતી. તે શૌચ ભૂમિથી જેવી નીકળી તેવી જ અત્યંત આસક્ત એવા ઉજ્જૈની નગરીના સ્વામી ગર્દભિલ્લ રાજાએ તેને જોઇ—

"હે સુગુરુ ભાઇ! હે પ્રવચનના નાથ કાલક મુનિ! આ અનાર્ય (અન્યાયી) રાજા વડે હરાતા મારા ચારિત્ર્યધનનું રક્ષણ કરો."–આ પ્રકારે બૂમ પાડતી અને અનિષ્ટ માનતી તેને બળજબરીથી અંતઃપુરમાં નાખી. (જુઓ ચિત્ર નં. ૪૪ તથા ૫૭)

### ગર્દભિલ્લને અનેક પ્રકારે સમજાવવાનો પ્રયત્ન :

સૂરિએ તે જાણીને કહ્યું કે, "મહારાજ! મર્યાદામાં રહેલાઓએ ન્યાયોનું પ્રયત્નથી રક્ષણ કરવું ઘટે, (નહિતર) વેરવિખેર થયેલી મર્યાદાથી ન્યાયોનો–નીતિનો લોપ થાય છે. વળી–તપોવનો તો રાજાથી સુરક્ષિત હોય છે. કેમકે, રાજાઓની ભુજાઓની છાયામાં આશ્રમવાસીઓ આશરો લીધા પછી જ નિર્ભય બનીને સુખે પોતાનાં ધર્મકાર્યો કરે છે.–આથી એને છોડી દે. પોતાના કુળમાં કલંક ન લગાડ, કહ્યું છે કે,

"જે કોઈ પારકી સ્ત્રીને બળજબરી કરે છે તે (પોતાના) ગોત્રને સડાવે છે, ચારિત્રને ગંદુ કરે છે, તેનું યોદ્ધાપણું હાર પામે છે, આખા જગતમાં અપજશનો પડઘો પડે છે, અને તે કુળ ઉપર મેંશનો કૂચો ફેરવે છે.–તેથી મહારાજ! શરીરમાંથી નીકળેલી પેશીઓની માફક આ વિપરીત છે." પરંતુ રાજા કામાતુરપણે વિપરીત મતિથી કંઇ પણ માનતો નથી. કેમકે,

"આંધળો માણસ જમીન ઉપર સામે પડેલી દેખાતી વસ્તુને જોતો નથી, પરંતુ રાગમાં આંધળો બનેલો માનવી, મેલના ઢગલાવાળા સ્ત્રીઓના અવયવોમાં પણ ડોલરનાં ફૂલ, કમળ, પૂનમનો ચંદ્ર, કળશ અને કાંતિભર્યાં લતાનાં પાંદડાંઓનો (તેમાં) આરોપ કરીને ક્રીડા કરે છે, તે છતી વસ્તુને છોડે છે અને જે નથી તેને જૂએ છે તેથી રાજન્! આ તપસ્વિનીને છોડ, અન્યાય ન કર. તું જ જો અન્યાય કરવા લાગે તો બીજો કયો ન્યાય હોઇ શકે?" આ રીતે રાજાને કહેવા છતાં જ્યારે કે કંઇ પણ માનતો નથી ત્યારે કાલકાચાર્યે ચતુર્વિધ સંઘને[1] શીખવીને મોકલ્યો. તેણે જ્યારે સંઘને પણ કેમે કરીને નકાર ભણ્યો ત્યારે ક્રોધના આવેશમાં આવેલા સૂરિએ આ રીતની ઘોર પ્રતિજ્ઞા કરી—

### કાલકસૂરિની પ્રતિજ્ઞા, અને અપવાદ માર્ગનો આશ્રય :

"જે મનુષ્યો સંઘના શત્રુઓ છે, જે પ્રવચનના ઘાતકી છે, સંયમ ઉપર ઘા કરવામાં લાગેલા છે. અને જે તેની ઉપેક્ષા કરનારા છે, એવા ભ્રષ્ટ મર્યાદાવાળા આ ગર્દભિલ્લ રાજાને જો હું એકદમ રાજ્યથી ઉખેડી ન નાખું તો તેની દશાને પામું." આ રીતે કરવું જ જોઈએ, કેમકે આગમમાં કહ્યું છે કે,

"આવી સામર્થ્ય હોવા છતાં આજ્ઞાભ્રષ્ટ માનવીની ઉપેક્ષા ન કરવી. પ્રતિકૂળ માનવીઓને શિક્ષા આપવી જ જોઇએ. વળી સાધુજનો, ચૈત્યો અને ખાસ કરીને પ્રવચનના જે શત્રુઓ અને નિંદાખોરો છે તેને બધા બળથી વારવા જોઇએ. આ રીતે પ્રતિજ્ઞા કર્યા પછી સૂરિ એવું વિચારવા લાગ્યા કે, "આ ગર્દભિલ્લ રાજા મહાબળી અને પરાક્રમી છે, ગર્દભી નામની મહાવિદ્યાથી બળિયો છે. માટે ઉપાયથી તેને ઉખેડવો જોઇએ."

### લોકમાં પ્રચાર :

આમ વિચાર કરીને કપટથી ગાંડાનો વેષ કરી ત્રણ રસ્તે, ચાર રસ્તે, ચોટામાં અને રાજમાર્ગમાં

---

૧: સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા–આ ચાર પ્રકાર જેમાં હોય તે 'સંઘ' કહેવાય છે,

આમ બોલતાં ભમવા લાગ્યા કે, "જો ગર્દભિલ્લ રાજા હોય તો તેથી શું? જો તેનું અંતઃપુર સુંદર હોય તો તેથી શું? જો તેનો દેશ રમણીય હોય તો તેથી શું? જો તેની નગરી સારી રીતે વસેલી હોય તો તેથી શું? જો તેનાં માનવીઓનાં સુંદર વસ્ત્રો હોય તો તેથી શું? જો હું ભિક્ષા માટે ભમતો હોઉં તો તેથી શું? અને જો હું સૂના ઘરમાં સૂતો હોઉં તો તેથી શું?"

**લોકોની સહાનુભૂતિ :**

આમ સૂરિને જોઇને નગરીના લોકો બોલવા લાગ્યા કે, "ખરેખર, બહેનના કામમાં રાજાએ યોગ્ય કર્યું નથી. બધા ગુણોના ભંડાર કાલિકાચાર્ય સંઘાડો છોડીને નગરમાં ગાંડાની માફક ભટકે છે; એ ખરેખર દુઃખદ છે. નગરીમાં ગોવાળો, બાળકો અને સ્ત્રીઓ વગેરે લોકોથી પોતાના સ્વામી (રાજા)ના કુળની અત્યંત નિંદા સાંભળ્યા પછી મંત્રીઓએ કહ્યું, "માનવીઓના સ્વામી દેવ! આમ ન કર; આ તપસ્વિનીને છોડ, કેમકે આથી મોટી નિંદા થઇ રહી છે.વળી, જે મોહથી આંધળો બનેલો માનવી ગુણિ-જનોનો અનર્થ કરે છે તે નક્કી પોતાના આત્માને જલસમુદ્રમાં નકામો ફેંકી દે છે." આ રીતનાં મંત્રીનાં વચન સાંભળીને રાજા રોષથી બોલવા લાગ્યો કે, "આ શિખામણ તમારા બાપાને જઈને આપજો." આ સાંભળીને મંત્રીઓ ઠંડા થઈ ગયા. તેમના મનમાં થયું કે, "દરિયાને સીમા ઓળંગતો કોણ રોકી શકે?"

**કાલકસૂરિનું શકકૂલ તરફ પ્રયાણ, શકોને દોરી લાવવા :**

સૂરિ તે (હકીકત) ક્યાંયથી પણ સાંભળીને નગરીથી નીકળી ગયા. અવિચ્છિન્નપણે જતાં તેઓ શકકૂલ નામના દેશમાં ગયા. ત્યાં જે સામંતો હોય છે તે 'સાહી' નામથી ઓળખાય છે. સામંતોનો અધિપતિ જે બધા રાજાઓનો મુકુટમણિ છે તે 'સાહાનુસાહી' કહેવાય છે. તેથી કાલકસૂરિ તેમાંના (એક) સાહી પાસે રહ્યા. તેમણે મંત્ર અને તંત્ર વગેરેથી તેને ખૂશ કર્યો.

હવે કોઈ એક દિવસે તે સાહી રાજા સૂરિની સાથે વિવિધ પ્રકારના વિનોદવડે ભારે આનંદમાં ગરકાવ બની બેઠો હતો (જુઓ ચિત્ર નં. ૨૮-૩૩-૪૬-૫૧-૫૩-૫૮-૬૨) ત્યારે પ્રતીહારે આવીને વિનતિ કરી કે, "સ્વામી! સહાનુસાહીનો દૂત બારણે ઊભો છે." સાહીએ કહ્યું, "સીધો આવવા દે." એ વચન કહ્યા પછી તે અંદર દાખલ થયો. આપેલા આસન ઉપર તે બેઠો. તે પછી દૂતે ભેટ આપી. (જુઓ ચિત્ર નં. ૩૦ તથા ૫૩) તે જોઈને સાહીનું મુખ તાજા વર્ષાકાળનાં વાદળાં જેવું અંધારિયું બની ગયું. તેથી સૂરિએ વિચાર્યું કે, "કેમ આ કાર્ય અપૂર્વ જણાય છે? કેમકે, સ્વામીનો કૃપાપ્રસાદ આવેલો જોઈને તો જેમ મોર મેઘને જોઇ ભારે હર્ષમાં ડૂબી જાય તેમ સેવકો પણ થાય. ત્યારે આ તો શ્યામ મુખવાળો થયો છે, તો કારણ પૂછું."

એ પછી દૂત સાહી પુરુષોએ બતાવેલા નટઘરમાં ગયો. તે પછી સૂરિએ પૂછયું કે, "સ્વામીનો પ્રસાદ આવવા છતાં ઉદાસ કેમ દેખાઓ છો?" તેણે કહ્યું "ભગવન્! પ્રસાદ નહિ પણ કોપ આવ્યો છે; કેમકે અમારો સ્વામી જેના ઉપર રોષે ભરાય છે, તેના કોરેલા નામવાળી છરી મોકલે છે. તેથી કોઇ પણ કારણે અમારા ઉપર રોષે ભરાઈને આ છરી મોકલી છે. આનાથી અમારો આત્મા-દેહ હણવો એવી 'ભારે શિક્ષા' છે. તેથી આ વચનમાં-આજ્ઞામાં બીજી વિચારણા કરવાની પણ નથી." સૂરિએ કહ્યું, "શું તારા ઉપર રુઠયો છે કે બીજા કોઈ ઉપર પણ?" સાહીએ કહ્યું, "મને છોડીને બીજા પંચાણું રાજાઓ ઉપર પણ. કેમકે આ છરી ઉપર છન્નુમો આંક છે." સૂરિએ કહ્યું, "જો એમ જ હોય તો પોતાનો નાશ ન કરતા." તેણે કહ્યું, "સ્વામી જો રુઠશે તો કુળનો નાશ કર્યા વિના છૂટાશે નહિ, જ્યારે મારા મરણથી બાકીના કુળનો નાશ નહિ થાય" સૂરિએ કહ્યું, "જો એમ હોય તો પોતાનો દૂત મોકલીને પંચાણુંયે રાજાઓને કહેવડાવો, જેથી આપણે હિંદુકદેશમાં જઈએ." ત્યારે તેણે દૂતને પૂછયું કે, "ભદ્ર! જેના ઉપર ક્રોધે

ભરાયા છે તે બીજા પંચાણું રાજાઓ કોણ કોણ છે?" તેણે પણ બધું નિવેદન કર્યું. તે પછી દૂતને રજા આપીને, તે બધાને એકેક કરીને પોતાના દૂતો મોકલ્યા કે, "મારી પાસે આવો. પોતાની જાતનો નાશ ન કરો. હું બધી રીતે ભળીશ." આથી પ્રાણોને દુઃખે છોડવાની બધી સામગ્રી સાથે તેની પાસે તેઓ જલદીથી આવ્યા. તે આવેલાઓએ સૂરિને જોઈને પૂછ્યું, "ભગવન્! હવે અમારે શું કરવું જોઈએ?" સૂરિએ કહ્યું, "સૈન્ય અને વાહનો સાથે તમે સિંધુ નદી ઊતરી હિંદુકદેશમાં જાઓ."

### શકોનું સોરઠમાં આગમન:

તે પછી જાણેલા માર્ગને પાર કરીને (તેઓ) સોરઠ દેશમાં આવ્યા. આ સમયે વર્ષાકાળ આવ્યો ત્યારે માર્ગો દુર્ગમ છે એમ જાણીને સોરઠ દેશને છન્નુ ભાગે વહેંચીને ત્યાં જ રહ્યા.

### શરદૃઋતુનું વર્ણન:

આ સમયે જેમાં મહારાજની માફક કમળો શોભે છે, ઘણા ગોવાળો મોટા ઉત્સવકાળની જેમ ચપળ બન્યા છે, પહેલા વરસાદની જેમ સફેદ વાદળો શોભે છે, મુનિપતિની માફક રાજહંસોથી સેવાતો અને માતેલો હાથી મુખ્ય પડખાને સારી રીતે વીંઝતો હોય તેમ શરદકાળ આવ્યો છે. જેમાં સજ્જનોની ચિત્તવૃત્તિઓની માફક સ્વચ્છ મોટી નદીઓ છે, સારા કવિઓની જેમ નિર્મળ દિશાઓ છે. મોટા યોગીના શરીરની માફક નિર્મળ આકાશનું આંગણું છે, મુનિઓની જેમ મનોહર સપ્તચ્છદનાં વૃક્ષો છે અને મોટા સ્થપતિએ બનાવેલા દેવળોની શ્રેણીની જેમ સુંદર તારાઓવાળી રાત્રિ છે—વળી,

જ્યાં હરેક પ્રકારનું ઘાસ ઉત્પન્ન થતાં પૃથ્વી અત્યંત શોભાયમાન થયેલી છે અને આનંદિત ગાયોના સમુદાયમાં રહેલા ગર્વિષ્ટ સાંઢો ગર્જના કરી રહ્યા છે. રાત્રે જ્યાં અમૃતના પૂર સરખાં ચંદ્રમાનાં કિરણો સમગ્ર પૃથ્વીના સપાટીને અધિક ભીનું બનાવી રહ્યાં છે. શાલવન અને શાકસોના વનમાંથી નીકળેલા ગ્રામીણ મનુષ્યોથી ગવાતાં રસાળ ગીતો વડે જ્યાં રસ્તાઓ જ જાણે અવાજ કરે છે, ત્યાં પથિકો (સાંભળવા) રોકાઈ જાય છે. આ પ્રકારે અત્યંત આનંદકારક શરદૃઋતુ આવતાં ભવ્ય પુરુષોના ચિત્તનું સ્વરૂપ જાણે સાધતો હોય તેમ માત્ર ચક્રવાક જ નિસ્તેજ (જણાય) છે.

### ઉજ્જૈની ઉપર શકોની ચડાઈ:

આ પ્રકારે શરદૃઋતુની શોભા જોઇને પોતાની ધારણા સિદ્ધ થવાની કામનાવાળા કાલકસૂરિએ તેમને (શકોને) કહ્યું, "અરે! તમે નિરુદ્યમી કેમ બેઠા છો?" તેમણે કહ્યું, "આજ્ઞા કરો કે, હવે અમે શું કરીએ?" સૂરિએ કહ્યું, "ઉજ્જૈનીને કબજે કરો, જેથી તેની સાથે જોડાયેલો મોટો માળવ દેશ મેળવતાં તમારો ત્યાં નિર્વાહ–ગુજરાન થાય." તેઓએ કહ્યું, "એમ જ કરીએ, પરંતુ અમારી પાસે ભાતું નથી, કેમકે આ દેશમાં તો અમારા ભોજન પૂરતું જ (મળતું) હતું." ત્યારે સૂરિએ યોગચૂર્ણની ચૂંટી માત્ર નાખવાથી આખો કુંભારવાડો–ઈંટવાડો સોનાનો બનાવી દીધો (જુઓ ચિત્ર નં. ૪૭–૫૨ તથા ૫૯) "આ ભાતું હાથ કરો." ત્યારે તેઓ તેના ભાગ પાડીને બધી સામગ્રી સાથે ઉજ્જૈની તરફ ચાલ્યા. દરમિયાન જે કોઈ લાટ દેશના રાજાઓ વગેરે સાથે થયા તે બધા ઉજ્જૈની દેશના સીમાડામાં આવી પહોંચ્યા. આથી ગર્દભિલ્લ શત્રુ સૈન્યને આવતું સાંભળીને મોટી સૈન્યસામગ્રી સાથે નીકળ્યો અને સીમાડે આવી પહોંચ્યો. પછી બંને બળવાન સૈન્યના યુદ્ધનો આરંભ થયો. (જુઓ ચિત્ર નં. ૬૦)

### યુદ્ધનું વર્ણન:

તીક્ષ્ણ શરોના અગ્રભાગવાળાં બાણ, વાવલ્લ[1], સર્વ પ્રકારની લાકડીઓ જેમાં પડી–અથડાઈ રહી

[1] વાવલ્લ, ચક્ર, પટ્ટિસ, કુંગી વગેરે તે સમયે વપરાતાં એક પ્રકારનાં શસ્ત્રો.

છે, જે ચક્ર, પટ્ટિસ, મુદ્દગર અને બાણો ફેંકાતાં ભયંકર છે, જેમાં તરવાર, કુહાડી, ભાલો, અને કુંગીના સમૂહમાંથી અગ્નિના તણખાઓ ફૂટી રહ્યા છે; યોદ્ધાઓના પોકારોથી શબ્દાયમાન અને ધૂળ વડે સૂર્યનાં કિરણોનો ફેલાવો પણ જેમાં ઢંકાઈ ગયો છે—આવા પ્રકારનો યુદ્ધસંચાર થતાં, વાયુના આઘાતથી વાદળાંના સમુદાયની પેઠે ગર્દભિલ્લ રાજાનું સૈન્ય પળવારમાં નાઠું. તે નાસતા સૈન્યને જોઇને રાજા નગરીમાં પાછો ફર્યો અને અંદર પેઠા પછી પોતાના સૈન્ય વડે ઘેરો ઘાલી બેઠો. બીજાઓ પણ ઢીલચાલ વિના ઘેરો ઘાલીને નગરી (ના ગઢ) ઉપર ચડીને બેઠા. (તેઓ) હંમેશાં સામનો કર્યા કરે છે.

### ગર્દભીવિદ્યાનું સ્વરૂપ, સાધના અને પ્રતીકાર:

બીજે દિવસે જ્યારે સામનો કરવા માટે (શકો) ચાલ્યા ત્યારે ગઢને સૂનો જોયો, ત્યારે તેઓએ સૂરિને પૂછ્યું, "ભગવન્! આજે ગઢ સૂનો કેમ જોવાય છે?" ત્યારે સૂરિએ સાંભળીને કહ્યું કે, "આજ (કૃષ્ણ પક્ષની) આઠમ છે. ત્યાં ગર્દભિલ્લ ઉપવાસ કરીને ગર્દભી મહાવિદ્યાને સાધે છે, ત્યાંથી કયાંઈ પણ અટારીએ રહેલી ગર્દભીની ખબર કાઢો." તપાસ કરતાં તે જોવાઇ અને સૂરિને પણ બતાવી.

સૂરિએ કહ્યું કે, "આ ગર્દભી જ્યારે ગર્દભિલ્લ (સાધના) પૂરી કરે ત્યારે બહુ મોટો અવાજ કરશે. તે શબ્દ શત્રુસૈન્યનાં જે કોઈ બેપગાં, ચોપગાં પ્રાણીઓ સાંભળશે તે બધાં મોંએથી લોહી વમશે. અને નિશ્ચયે ભૂમિ ઉપર પડી જશે તેથી બધાં બેપગાં, ચોપગાં પ્રાણીઓને લઈને બે ગાઉ જેટલી દૂર જગો ઉપર જાઓ અને મારી પાસે એકસો ને આઠ શબ્દવેધી યોદ્ધાઓને મૂકો." તેમણે તે પ્રમાણે બધું કર્યું. સૂરિએ તે શબ્દવેધી સુભટોને કહ્યું, "જ્યારે આ ગર્દભી શબ્દ કરવા માટે મુખ ખોલે ત્યારે શબ્દ કરવા પહેલાંજ તેનું મોં બાણોથી તમે ભરી દેજો. શબ્દ કાઢયા પછી તો તમે પણ તેને ઘા કરવાને સમર્થ નથી, તેથી આળસ વિના કાન સુધી બાણો ખેંચીને ઊભા રહો." તેઓએ પણ એ રીતે બધું કર્યું. પછી કાન સુધી ખેંચેલા ધનુષ્યોમાંથી ફેંકેલાં શરોથી ભરેલાં મોંએ તે (ગર્દભી) વાંકી અને પીડાયેલી થતાં શબ્દ કાઢવાને શક્તિમાન થઈ શકી નહીં. હણાયેલી શક્તિવાળી થયા પછી વિદ્યા તે જ સાધક (ગર્દભિલ્લ)ના ઉપર મૂત્ર, વિષ્ઠા અને લાત દઇને જલદીથી ચાલી ગઈ. (જુઓ ચિત્ર નં. ૧૯–૪૮–૫૪–૬૧–૬૭ તથા ૮૯)

### ગર્દભિલ્લની શરણાગતિઃ સૂરિનું ઉદ્બોધન:

ત્યારે સૂરિએ કહ્યું કે, "હવે પકડો. એનું બળ એટલું જ છે." ત્યારે તેઓ ગઢ તોડીને ઉજ્જૈનીમાં દાખલ થયા. ગર્દભિલ્લ જીવતો પકડાયો. તેને બાંધીને સૂરિના ચરણોમાં સોંપ્યો. (જુઓ ચિત્ર નં. ૩–૪–૩૧ તથા ૬૧) ત્યારે સૂરિએ કહ્યું, "રે પાપિષ્ટ, દુષ્ટ, નિર્લજ્જ! અજ્ઞાન કાર્ય કરવામાં ઉદ્યમશીલ, મહારાજ્યથી ભ્રષ્ટ! જે નહિ ઇચ્છતી સાધ્વીના (ચારિત્ર્યનો) તેં વિનાશ કર્યો અને સંઘનું પણ તેં માન્યું નહિ તેથી અમારે આમ કરવું પડ્યું. મોટા મોહથી આંધળી બુદ્ધિ વડે સાધ્વીનું શીલ જે માણસ ભંગ કરે છે તે મનુષ્ય જિનેશ્વરોના ધર્મમાં બોધિલાભના મૂળમાં જ આગ લગાડે છે. બોધિલાભ નાશ થતાં ખરેખર, તું પણ આ અનંત દુઃખોથી ભરેલા સંસારમાં ભમીશ. વળી, અહીં આ જન્મમાં જ બંધન, તાડન, અપમાન વગેરેથી ઉપજાવેલાં વિવિધ પ્રકારનાં દુઃખો જે તું પામ્યો છે, તે સંઘના અપમાન સ્વરૂપ ઝાડનું આ ફૂલ–ફળ છે. નારકી, તિર્યંચ,કુમનુષ્ય અને કુદેવગતિમાં જવાનું સંકટ (તારે માથે) આવી પડ્યું છે. જેથી તું અનંત ભવમાં ભમીશ અને તેનું ફળ પણ કડવું જ આવશે. જે મનુષ્ય સંઘનું અપમાન કરે છે અને માન–મદથી લેપાયેલો થોડું પણ પાપ કરે છે તે આ ભયંકર દુઃખરૂપ મહાસાગરમાં પોતાના આત્માને બોળે–ડુબાડે છે, શ્રીસંઘની આશાતનાથી જીવો જે દુઃખ પામે છે તે કહેવાને જો કોઈ શક્તિમાન હોય તો તે જિનેશ્વર ભગવાનજ છે. જેણે મહાન પાપ કર્યું છે અને જેણે સંઘને પણ ગણકાર્યો નથી તેની સાથે જો કે અમારે વાર્તાલાપ કરવો એ યોગ્ય નથી, છતાં બહુ પાપભારથી દબાયેલો અને દુઃખરૂપ ભયંકર જ્વાળાઓમાં

ફસાયેલો તને જોઇને હું કરુણાથી કહું છું કે, (આત્મ)નિંદા અને ગર્હાપૂર્વક આલોચના[1] કરીને પ્રાયશ્ચિત કર-અને દુષ્કર એવાં તપ અને ચારિત્રમાં લાગી જઇ, આજે પણ દુઃખ-દરિયાને જેથી તરી જા." આ રીતે કરુણાથી સૂરિએ કહ્યું. તે સાંભળીને અત્યંત કઠોર કર્મવાળો તે ગર્દભિલ્લ ચિત્તમાં અત્યંત દુભાયો.

દુભાયેલું ચિત્ત જોઇને કાલકસૂરિએ પછી કહ્યું, "તને એકવાર છોડી દેવાય છે. હવે તું હદપાર જા." સૂરિનાં તે વચન સાંભળીને તે (શક) રાજાઓએ દેશમાંથી (તેને) નસાડી મૂકયો અને દુઃખી થઇ ભમવા લાગ્યો. જાનવરની પેઠે ભમીને ભયંકર એવા ચાર ગતિરૂપ[2] સંસાર-સાગરમાં તેના કર્મ-વિપાકના દોષે અનંતકાળ સુધી ભમશે.

## ઉજ્જૈનીમાં શકોની સ્થાપના, વિક્રમાદિત્ય:

પછી સૂરિની પર્યુપાસના-સેવાચાકરી કરનાર સાહીને રાજાધિરાજ બનાવી અને બીજાને સામંતપદે સ્થાપીને (તેઓ) રાજસુખ ભોગવવા લાગ્યા. જેમ શકકૂળથી આવ્યા તેથી તેઓ શકો કહેવાયા, એ રીતે શક રાજાઓનો આ વંશ ઉપજ્યો. સૂરિના ચરણકમલમાં ભમરાઓની માફક લીલા કરતા અને જિન-શાસનની ઉન્નતિ કરવામાં તત્પર એવા તેમનો સમય સુખે વીતવા લાગ્યો (જુઓ ચિત્ર નં. ૩૨).

કાલાંતરમાં તે શકોનો વંશ ઊખેડી નાખી વિક્રમાદિત્ય નામે માલવાનો રાજા થયો પૃથ્વીમાં એકમાત્ર તે વીરે પરાક્રમથી ઘણા રાજાઓને વશ કર્યા. આશ્ચર્યકારી ચરિત્ર અને આચરણથી કીર્તિનો મોટો આડંબર પણ પ્રાપ્ત કર્યો. પોતાની સત્તાથી યક્ષરાજનું આરાધન કરતાં તેણે ત્રણ વરદાન મેળવ્યાં, જેથી શત્રુ કે મિત્ર ગણ્યા વિના (સૌને) દાન આપ્યું. લોકોને ખૂબ ધન વહેંચી, ઋણ-દેવામાંથી છોડાવીને જેણે પોતાનો સંવત્સર જગતમાં પ્રવર્તાવ્યો, તેનો પણ વંશ ઊખેડી નાખી ફરીથી ઉજ્જૈની નગરીમાં શક રાજા થયો, જેણે પોતાના ચરણકમલમાં સામંતોને નમાવ્યા. વિક્રમ સંવત્સરથી ૧૩૫ વર્ષ વીત્યે, જેણે એ સંવત્સર બદલીને પોતાનો સંવત્સર સ્થાપ્યો. શકકાળને જાણવા માટે આ પ્રાસંગિક કહ્યું છે.

હવે મૂળ કથાને લગતી હકીકત કહેવાય છે.-પછી કાલકસૂરિએ બહેનને ફરીથી સંયમમાં સ્થાપી. આલોચના અને પ્રતિક્રમણ[3]-પ્રાયશ્ચિત્ત કરીને સૂરિ પોતાનો ગણ ચલાવવા-સંભાળવા લાગ્યા.

### — ઘટના બીજી —

## કાલકસૂરિનું ભરુચ તરફ પ્રયાણ:

અહીંથી (દક્ષિણ તરફ) ભરુચચ્છ (ભરુચ) નામે નગર છે. ત્યાં કાલકસૂરિના ભાણેજો બલમિત્ર અને ભાનુમિત્ર નામના ભાઇઓ અનુક્રમે રાજા અને યુવરાજ છે. તેમને ભાનુશ્રી નામે બહેન છે. તેને બલભાનુ નામે પુત્ર છે.

તે બલમિત્ર અને ભાનુમિત્રે સૂરિને બીજા દેશથી આવેલા સાંભળીને મતિસાગર નામના પોતાના પુરોહિતને ઉજ્જૈની મોકલ્યો. તેણે ત્યાં જઇને શક રાજા પાસે મહાપ્રયત્ને રજા લેવડાવી સૂરિને વાંદીને વિનંતિ કરી કે,

"ભગવન્! તમારા ચરણકમળમાં કપાળ, હાથ અને ઢીંચણને જમીન ઉપર નમાવી (પંચાંગી નમસ્કાર વડે) ભક્તિભારથી રંગાયેલા બલમિત્ર અને ભાનુમિત્ર વંદન કરે છે. હસ્તકમળના સંપુટની કળીને મુકુટમાં મૂકીને (મસ્તકે હાથ જોડીને) વીનવે છે કે—"તમારા વિરહ રૂપ સૂર્યનાં પ્રખર કિરણોના વિસ્તારથી અમારાં શરીર ખૂબ જલદી સંતાપ્યાં છે-તેથી હે સ્વામી! તમારા દર્શનરૂપ મેઘમાં નીપજેલી

---

૧. પશ્ચાત્તાપ.

૨ નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા-આ ચાર ગતિ કહેવાય છે.

૩ પ્રાયશ્ચિત્ત—પશ્ચાત્તાપ કરવાની એક વિધિ.

દેશનાધારા વહાવો. હે કરુણાસમુદ્ર! વધુ શું કહીએ? અમારા ઉપર કરુણા કરીને પાપનો નાશ કરનાર આપનાં ચરણકમળ વંદાવો "

આથી કાલકસૂરિ શક રાજાઓને હકીકત સમજાવી ભરુચ ગયા. મોટા આડંબર સાથે પ્રવેશ કરાવ્યો. બલમિત્ર, ભાનુમિત્ર, ભાનુશ્રી અને બલભાનુએ ભાવપૂર્વક વંદન કર્યાં. ભગવાને સંસાર ઉપર વૈરાગ્ય ઉપજાવનારી ધર્મદેશના આપવા માંડી.

## કાલકસૂરિની ધર્મદેશના: બલભાનુનો સંસારત્યાગ:

સંસાર અનાજના ફોતરાના ઢગલા જેવો અસાર છે. લક્ષ્મી વીજળીના જેવી ચંચળ છે. યૌવન નિષ્પ્રમ રીતે જનાશને ઓળંગવા સરખું છે. ભોગ અને ઉપભોગ ભયંકર દુઃખને આપનારા રોગો છે. ધન મનુષ્યના શરીરના દુઃખનું કારણ છે. ઇષ્ટજનોનો મેળાપ (પરિણામે) મોટા શોકના અતિરેક જેવો છે, આયુષ્યનાં દળિયાં હમેશાં સડવાના સ્વભાવવાળાં છે; આવી સ્થિતિ હોવાથી હે ભવ્ય પુરુષો! કુળ વગેરેથી યુક્ત આ મનુષ્યપણું પામીને પ્રમાદને જેર કરવો જોઈએ. હરેક પ્રકારનો સંગ તજવો જોઇએ. દેવાધિદેવોને વાંદવા જોઈએ. મોટા ગુરુઓના ચરણ સેવવા જોઈએ. સુપાત્રને દાન દેવું જોઈએ. નિયાણું[1] કરવું ન જોઈએ. પંચ નમસ્કાર મંત્ર (પરમેષ્ઠીનો નવકાર) ગણવો જોઇએ. જિનેશ્વરના મંદિરમાં પૂજા અને આદરભાવ રાખવો જોઈએ. બાર ભાવનાઓ ભાવવી જોઈએ. પ્રવચનને, તેના ઉપર આક્રમણ થતાં બચાવવું જોઈએ. સારા ગુરુ આગળ પોતાના દુશ્ચરિત્રની આલોચના કરવી જોઇએ. બધા પ્રાણીઓ સાથે ખામણા–ક્ષમાપના કરવી જોઈએ. પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. ચિત્તને અશુભ બનાવવું ન જોઈએ. શક્તિ અનુસાર તપ અને ચારિત્ર્યનું અનુષ્ઠાન કરવું જોઇએ. વશ ન થાય એવી ઇંદ્રિયોનું દમન કરવું જોઇએ. શુભ ધ્યાન ધરવું જોઈએ; જેથી સંસારની પરંપરાનો ઉચ્છેદ થાય. વધુ શું કહીએ?–આ પ્રકારે આચરણ કરતાં તમને જલદીથી મોક્ષ મળશે (જુઓ ચિત્ર નં. ૧૭–૨૫–૪૧).

આ રીતે સૂરિનાં વચન સાંભળીને જેને આખા શરીરે રોમાંચ થયાં છે અને ચારિત્ર્ય–દીક્ષા લેવાના ભાવો ઉત્પન્ન થયા છે તે બલભાનુ કુમારે હસ્તકમળને માથે લગાડી આ પ્રકારે કહેવા માંડ્યું, "હે નાથ! મારા જેવા દુઃખીને સંસારરૂપ જેલખાનામાંથી ઉગારો. હે નાથ! સંસારના ભયથી ડરેલા મને, ઉત્તમ મનુષ્યોએ આદરેલી જિનેશ્વર ભગવાનની આ દીક્ષા આપો. જો હું યોગ્ય હોઉં તો વિલંબ ન કરો." આ પ્રકારે કુમારનો નિશ્ચય જાણીને સૂરિએ તે જ ક્ષણે સ્વજનોને પૂછીને વિધિપૂર્વક તેને દીક્ષા આપી.

રાજા વગેરે અમલદારો (અને નાગરિકો)ની સભા પણ સૂરિને વાંદીને પોતાના ઠેકાણે ગઈ. અને મુનિઓ પણ પોતાનાં શુભ ધર્મનાં કાર્ય કરવામાં મશગૂલ બની ગયા. આ પ્રકારે હંમેશાં આચાર્યના ચરણકમળોને નમતા અને ખૂબ ભક્તિભાવવાળા થયેલા રાજાને જોઇને સમગ્ર નગરના મનુષ્યો જિનધર્મમાં અધિક ભાવવાળા થયા. આ કહેવત સાચી છે કે, 'જેવો રાજા તેવી પ્રજા થાય છે.'

## રાજપુરોહિતની કપટજાળ:

આ પ્રકારે નગરની પ્રવૃત્તિ જોઇને અત્યંત દુભાયેલા ચિત્તે રાજપુરોહિતે રાજાની આગળ અને સૂરિની સમક્ષ કહ્યું કે, "દેવ! ત્રણે પ્રકારની અશુચિઓમાં ખદબદેલા આ પાખંડીઓએ શું કરવા માંડયું છે?" આ રીતે બોલતા તેને સૂરિએ અનેક પ્રશ્નોથી જ્યારે નિરુત્તર કરી દીધો ત્યારે કપટપણે અનુકૂળ વચનોથી રાજાને વિપરીત (આચાર્યની વિરુદ્ધ) કરવા (મનને ભમાવવા) લાગ્યો. જેમકે—

"આ (સૂરિ) મહાતપસ્વી છે, સંપૂર્ણ ગુણોના આશ્રયસ્થાન જેવા છે, મોટા સત્ત્વશાળી છે,

---

૧, બદલાની આશાથી ભગવાનની ભક્તિ કરવી, કે કોઇ વસ્તુનો ત્યાગ કરવો તે.

દેવતાઓ, અસુરો અને મનુષ્યોથી પૂજાયેલા છે અને ત્રણે જગતમાં ગૌરવશાળી છે. તેથી હે દેવ! જે માર્ગે આ (સૂરિ) જાય તે માર્ગે તમારે જવું યોગ્ય નથી, જેથી તેમના માર્ગને ઉલ્લંઘન કરવા જેવું થાય. ગુરુના ચરણોને ઓળંગવાથી મોટી આશાતના થાય છે, જે મોટી દુર્ગતિનું કારણ છે, માટે હે સ્વામિન્! એમને વિસર્જન કરો."

આથી ભમાયેલા ચિત્તવાળા રાજાએ કહ્યું, "તમારું કહેવું સાચું છે પણ કેવી રીતે એમને વિસર્જન કરવા?" આથી પુરોહિતે કહ્યું, "દેવ! આખા નગરમાં અનેષણા કરો. તેમ કરતાં ભાત-પાણી અસૂઝતાં (લેવાને અયોગ્ય) થશે, (અને તેથી) પોતાની મેળે જ તેઓ વિહાર કરશે. તે પછી રાજાએ કહ્યું, "એમ કરો." આથી પુરોહિતે આખા નગરમાં પ્રરૂપણા કરી કે, "આવા આધાકર્મના[1] પ્રકાર વડે દીધેલું દાન મહાફળવાળું હોય છે." તેથી લોકો તેમ કરવા લાગ્યા. આ રીત કદી ન થયેલી જોઈને સાધુઓએ ગુરુને કહ્યું. તેઓ પણ રાજાના અભિપ્રાયની હકીકત સમજી જઈ પજૂસણા કર્યા વિના જ મહારાષ્ટ્ર દેશના અલંકારસમા પ્રતિષ્ઠાન-પૈઠણ નામના નગરમાં ગયા.

## — ઘટના ત્રીજી —

### કાલકસૂરિનું પૈઠણ તરફ પ્રયાણ:

ત્યાં (પૈઠણમાં) સૂરિએ (સંદેશો મોકલી) જણાવ્યું કે, "જ્યાં સુધી અમે ન આવીએ ત્યાં સુધી પજૂસણા ન કરશો." વળી, ત્યાં જે સાતવાહન રાજા છે તે પરમ શ્રાવક છે (જુઓ ચિત્ર નં. ૨૨). તે પણ સૂરિને આવતા સાંભળીને જેમ મોર મેઘ આવવાના સમયે ઉત્કંઠિત થાય છે તેમ હર્ષઘેલ થયો. ક્રમે કરીને ત્યાં સૂરિ આવ્યા. તેથી સાતવાહન રાજાએ સૂરિને આવેલા જાણીને તે પોતાના પરિવાર અને ચતુર્વિધ સંઘની સાથે સામે ગયો અને સૂરિને ભાવપૂર્વક વંદન કર્યું (જુઓ ચિત્ર નં. ૨-૩૪)

### કાલકસૂરિની સ્તુતિ:

"હે ભવ્યરૂપ કમળને વિકસાવનાર, મોહરૂપ મોટા અંધકારના સમૂહભાર માટે સૂર્ય સરખા, ગર્વોન્મત્ત દુષ્ટ વાદીઓ રૂપ હાથીઓને કચડી નાખતા બલિષ્ઠ સિંહસમા, નમન કરતા મનુષ્યોના સ્વામીના મસ્તક ઉપર રહેલા મુકુટના મણિઓનાં કિરણોથી જેના ચરણ રંગાયેલા છે, જિનશાસનની ઉન્નતિ કરવામાં તત્પર, કલિકાલના કલંક રૂપ મેલને ધોવા માટે પાણીસમા, સમયને અનુરૂપ ફરતા શ્રુતસમુદ્રને પાર પામેલા, ગર્વભર્યા ચાલતા મોટા કામદેવરૂપ સાપને નાશ કરવામાં કુહાડીસમા-આ પ્રકારે સંપૂર્ણ ગુણોના સ્થાનક, કરુણાવાળા, પરમ ચારિત્રશીલ, યુદ્ધ ન કરનાર, પ્રભાતે નામ લેવા યોગ્ય મનુષ્યોમાં શ્રેષ્ઠ એવા હે મુનિશ્રેષ્ઠ! તમને નમસ્કાર થાઓ.

### કાલકસૂરિનો 'ધર્મલાભ'—આશીર્વાદ:

આ રીતે (સ્તુતિ કરીને) નમન કરતા રાજાને સૂરિએ 'ધર્મલાભ' (આશીર્વાદ) આપ્યો. (આ 'ધર્મલાભ' કેવો છે તે જણાવે છે)—

કલિકાળના ખૂબ કાળા મેલને ધોવામાં પાણીના થોક જેવો, સમગ્ર દુઃખરૂપ કુળપર્વતો ભેદવામાં જાજ્વલ્યમાન બલિષ્ઠ વજ્ર સમાન, ચિંતામણિ, કલ્પદ્રુમ, કામઘટ અને કામધેનુના મોટા માહાત્મ્યને જિતનાર, સંસારસમુદ્રને પાર કરાવનાર નૌકા સમાન, સ્વર્ગ અને અપવર્ગ માટે દુર્ગમ નરક-કેદના આગળાને તોડવામાં મુદ્ગલ સમાન, ગણધરોએ ઉપદેશેલો આ 'ધર્મલાભ' હે નરેન્દ્ર! તમને થાઓ.

---

૧. સાધુઓના નિમિત્તે પકાવેલું ભોજન, જે સાધુઓ માટે નિષિદ્ધ છે.

પજૂસણા તિથિનિર્ણય :

આ પ્રકારે મોટા આડંબર સાથે સૂરિ નગરમાં પ્રવેશ્યા. બધાં ચૈત્યોને વંદન કર્યું. સાધુઓને યોગ્ય નિર્દોષ ઘરમાં વાસ કરાવ્યો. તે પછી હમેશાં શ્રીશ્રમણસંઘવડે ખૂબ પૂજાતા, સાતવાહન રાજાથી આદર પામેલા, વિદ્વાનવર્ગથી સેવાતા અને બધા લોકોથી વંદાતા ભવ્યોરૂપ કમલોને વિકસાવનારના (એવા તે સૂરિના) પજૂસણાનો સમય ક્રમે કરીને આવ્યો.

તે મહારાષ્ટ્ર દેશમાં ભાદરવા સુદિ પાંચમે ઈંદ્રયાત્રા થાય છે. તેથી રાજાએ સૂરિને વિનતિ કરી કે, "હે ભગવન્! પજૂસણાના દિવસે લોકાનુવૃત્તિથી ઇંદ્ર (મહોત્સવ) મનાવવો પડશે. એ કારણે વ્યાકુળતા થતાં ચૈત્યપૂજા અને અભિષેક કરવામાં હું પહોંચી શકીશ નહિ. તેથી કૃપા કરીને છઠના દિવસે પજૂસણા કરો." તે પછી સૂરિ ભગવંતે કહ્યું, "અમારા ગુરુઓએ પણ કહ્યું છે કે, "જો મેરુનું શિખર ચાલવા માંડે અને સૂર્ય બીજી દિશામાં ઊગે તોપણ પાંચમની રાતથી પજૂસણા ઓળંગી શકાતાં નથી. આગમમાં પણ કહ્યું છે કે,

"જેમ શ્રમણ ભગવાન મહાવીર વર્ષાનો એક માસ અને વીશ રાત્રિ પસાર થતાં[1] વર્ષાવાસમાં પજૂસણા કરે છે. તે પ્રમાણે ગણધરો કરે છે. જેમ ગણધરો કરે છે તેમ ગણધરના શિષ્યો કરે છે. જેમ ગણધરના શિષ્યો કરે છે તેમ અમારા ગુરુઓ કરે છે. જેમ અમારા ગુરુઓ કરે છે તેમ અમે વર્ષાવાસમાં પજૂસણા કરીએ છીએ. તે રાત ઓળંગવી જોઇએ નહિ."

રાજાએ કહ્યું, "જો એમ હોય તો ચોથના દિવસે કરો." સૂરિએ કહ્યું, "એમ થાઓ. એમાં દોષ નથી. કેમકે આગમમાં પણ કહ્યું છે કે, આગળ પણ પજૂસણા કરી શકાય છે."

આથી હર્ષવશ વિકસ્વર આંખવાળા રાજાએ કહ્યું, "ભગવન્! અમારા ઉપર મોટો પ્રસાદ–ઉપકાર થયો છે. મારા અંતઃપુરની સ્ત્રીઓને પર્વના ઉપવાસના પારણે સાધુઓને ઉત્તરપારણું થશે." તે પછી ઘેર જઈને અંતઃપુરની સ્ત્રીઓને આદેશ કર્યો કે, "તમારે અમાવાસ્યાએ ઉપવાસ થશે અને (તમારા) પારણાના દિવસે સાધુઓને ઉત્તરપારણું થશે. તેથી પ્રથમની માફક જ સાધુઓને વહોરાવજો. આગમમાં કહ્યું છે કે,

"હસતા, ગ્લાન, આગમમાં મશગૂલ અને લોચ[2] કરેલાઓને ઉત્તરપારણું કરાવતાં બહુફળ થાય છે.

"પજૂસણામાં અઠ્ઠમ કરવાનો હોવાથી પડવેના દિવસે ઉત્તરપારણું થશે." તે જોઇને તે દિવસે લોકોએ પણ સાધુઓની એ પ્રમાણે પૂજા કરવાનો આરંભ કર્યો. તે દિવસથી મહારાષ્ટ્ર દેશમાં 'શ્રમણપૂજાલય' નામનો તહેવાર ચાલુ થયો. એ કારણથી કાલિકાચાર્યે પણ ચોથના દિવસે પજૂસણા શરૂ કર્યાં અને સમસ્ત સંઘે તેને વધાવી લીધાં. × કહ્યું છે કે–

કાલિકાચાર્યે સાલિવાહન રાજાને ઉદ્દેશીને ચૈત્ય, યતિ અને સાધુઓની પૂજા માટે કરાવેલી ચોથ શરૂ કરી. ×

卐 તેને આશ્રયીને પખ્ખી (પાક્ષિક પ્રતિક્રમણ વગેરે) પણ ચૌદશના દિવસે થઈ, અન્યથા આગમમાં કહ્યા મુજબ તો પૂર્ણિમાએ જ થતી. 卐

---

૧ અર્થાત્ અષાઢ સુદિ પૂનમથી ભાદરવાની પાંચમ સુધીનો એક મહિનો ને વીશ દિવસ પસાર થતાં.

૨ હાથે જ માથાના વાળ ચૂંટી કાઢવા તે.

× આ ચિહ્નમાં નિર્દિષ્ટ પાઠ C D પુસ્તકમાં છે.

卐 卐 આવા પ્રકારના ચિહ્નમાં નિર્દેશેલો પાઠ C D પુસ્તકમાં નથી, (AB પુસ્તકમાં છે). અહીં પૂર્ણિમાએ પાક્ષિક, ચાતુર્માસિક પર્વમાં નિયત થયેલા ધર્મકરણી કરવી જોઇએ. એવો બીજા ગચ્છોનો આગ્રહ પ્રાયઃ આવા પાઠનું કારણ જણાય છે. વળી આ પાઠ ઉપર આચાર્ય હીરવિજયસૂરિએ નીચે પ્રમાણેનું ટિપ્પણ કર્યું છે, એમ B પ્રતિના લેખકે

## — ઘટના ચોથી —

### અવિનીત શિષ્યોને પ્રબોધવાનો ઉપાયઃ

આવા પ્રકારના ગુણોવાળા કાલકસૂરિ વિહાર કરતા હતા. એક સમયે કર્મનો ઉદય થતા (તેમના) શિષ્યો દુર્વિનીત થયા. સૂરિએ ઘણું કહેવા છતાં તેઓ માનતા નથી. ત્યારે ફરીથી તેમને આ રીતે કહ્યું– "હે મહાનુભાવો! ઉત્તમ કુળમાં ઉપજેલા મહાપુરુષો! આ નિષ્કલંક સાધુપણું, ઇંદ્ર અને બીજાઓને પણ દુર્લભ છે. હે વત્સો! આ રીતે અવિનીતપણે ગુરુની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને આ દુષ્કર તપ અને ચારિત્ર્યને નકામું ન કરો. કેમકે આગળ કહ્યું છે કે,

"છઠ (બે દિવસના ઉપવાસ), અટ્ઠમ (ત્રણ દિવસના ઉપવાસ), દશમ (ચાર દિવસના ઉપવાસ) બાર (પાંચ દિવસના ઉપવાસ) અર્ધ માસ (પંદર દિવસના ઉપવાસ) કે માસખમણ (એક મહિનાના ઉપવાસ) કરવા છતાં જો ગુરુનું વચન ન માને તો અનંત સંસારીપણું મળે છે. ગુરુની આજ્ઞાનો ભંગ કરવાથી જેમ કુલવાલક સાધુ અરણ્યમાં કષ્ટપૂર્વક તપ કરવા છતાં નરકે ગયો. જેમ દ્રૌપદીએ પૂર્વ ભવમાં કર્યું હતું તેમ ગુરુની આજ્ઞાને ઓળંગીને ખૂબ તાપમાં યે તપ કરવા છતાં મોક્ષને મેળવી શકાય નહિ."

આ પ્રકારે કહેવા છતાં તેઓ (શિષ્યો) દુર્વિનીતતા છોડતા નથી, ગુરુનાં વચન માનતા નથી. સેવા –ભક્તિ કરતા નથી, ઉદ્દંડ વચનો બોલે છે, સ્વેચ્છાએ તપ કરે છે અને પોતાના અભિપ્રાય મુજબ સામાચારી (સાધુઓની આવશ્યક ક્રિયાઓ) કરે છે. ત્યારે ગુરુએ ચિંતવ્યું કે, જેમ ગળિયા ગધેડાઓ (ડીફાં મારવા-શિક્ષા કરવા છતાં સીધાં ન ચાલે તેવા) હોય છે તેમ મારા શિષ્યો છે માટે આવા ગળિયા ગધેડાઓને છોડીને દઢતાપૂર્વક સંયમનું મારે આચરણ કરવું.

વળી જેઓ પોતાની ઇચ્છા મુજબ જાય છે, ઇચ્છા મુજબ આવે છે, ઇચ્છા પ્રમાણે ઊભા રહે છે અને પોતાની ઇચ્છા પ્રમાણે જ વર્તન કરે છે તેવા શિષ્યોને છોડી દેવા જોઇએ.

તેથી આ દુર્વિનીત શિષ્યોને છોડી દઉં છું, આથી બીજા દિવસે રાતના (શિષ્યો) સૂતા હતા ત્યારે શય્યાતર (ઘરમાલિક)ને પરમાર્થ–મનનો વિચાર કહ્યો કે, હું મારા શિષ્યના શિષ્ય સાગરચંદ્રસૂરિની પાસે જાઉં છું જો કોઈ પણ રીતે પશ્ચાત્તાપ કરતાં આગ્રહપૂર્વક પૂછે તો તેમને ખૂબ ધૂતકારી ભય દેખાડીને કહેજો." આ પ્રકારે કહીને ગયા. નિરંતર સુખપૂર્વક પ્રયાણ કરતા પહોંચ્યા અને ત્યાં થોડા સમય માટે 'કોઇ આર્ય સ્થવિર છે' એમ સમજીને અવજ્ઞા કરતાં મળેલા સ્થળમાં પ્રવેશ કર્યો.

પૂર્વે નહિ જોયેલા હોય તેવા (સાધુ)ને જોઈને ઊભા થવું જોઇએ, (ખમાવવા જોઈએ,) અને જે પૂર્વે જોવાયેલા હોય તેવા સાધુઓને યોગ્યતા પ્રમાણે ઉચિત (આચરણ) કરવું જોઈએ.

---

નોંધ્યું છે. તે ટિપ્પણ આ પ્રમાણે છે—"ત્રણસો વર્ષ ઉપર લખાયેલાં ઘણાં પુસ્તકોમાં ચોમાસી ધર્મકરણી ચૌદસે કરવી; એવું લખેલું જણાય છે. વળી 'ચોમાસી ધર્મકરણી ચૌદશે જ કરવી' એવા પ્રકારનું વિધાન "સંદેહવિષૌષધિ" (નામની 'કલ્પસૂત્ર'ની ટીકા)માં કહ્યા મુજબ પણ એ રીતે જોવાય છે કે, કોઇએ આ પાઠનો ફેરફાર કર્યો હશે, સાચી હકીકત તો કેવલી ભગવાનો જ જાણે."—આ ટિપ્પણ B પ્રતિના લેખકે પ્રાચીન આદર્શ–પ્રતિઓમાં લખેલા ટિપ્પણમાંથી મળતું હોવાથી પોતાના પુસ્તકમાં પણ ટિપ્પણીરૂપે મૂકયું છે. છતાં આમ ટિપ્પણ કરતાં યે તેને વિસંવાદ લાગવાથી તેના ઉપર તેણે બીજું ટિપ્પણ આ પ્રકારે લખ્યું છે, "ત્રણસો વર્ષથી લઈને કેવળી ભગવાનો જ જાણે."—ત્યાં સુધીનું ટિપ્પણ પાટણ નગરના કુણગેર ગામમાં સં. ૧૬૩૦ ની સાલમા શ્રીહીરવિજયસૂરિએ પ્રાચીન આદર્શોમાં નહિ જોતા છતા પોતાની મતિથી જ આલેખન કર્યું છે. કેટલાક પરલોક ભીરુ (ધાર્મિકો) એ ચર્ચા કરતાં તેમના ભક્ત શ્રાવકોએ પૂછ્યું ત્યારે કહ્યું કે, "અમે જ આ પ્રકારે લખ્યું છે."

આ પ્રકારના સૈદ્ધાંતિક આચારને વીસરી જઈ સાગરચંદ્રસૂરિએ ખમાવ્યા નહિ, વ્યાખ્યાન પૂર્ણ થયે જ્ઞાન પરીષહ સહન ન થતાં સાગરચંદ્રે પૂછ્યું, "આર્ય ! મેં કેવું વ્યાખ્યાન કર્યું ?" કાલકસૂરિએ કહ્યું, "સુંદર". ત્યારે ફરીથી સાગરચંદ્રે કહ્યું, "આર્ય ! કંઈ પણ પૂછો." કાલકસૂરિએ કહ્યું, "જો એમ હોય તો અનિત્યતા વિશે કહો." સાગરચંદ્રે કહ્યું, "કંઈ વિષમ પદાર્થ વિશે મને કહેવા દો." તેમણે કહ્યું, "હું વિષમ પદાર્થ જાણતો નથી." ત્યારે સાગરચંદ્ર કહેવા લાગ્યા કે, "ધર્મ નથી–એ વિશે વિચાર નથી આવતો ?" તે જ સમયે કાલિકાચાર્યે કહ્યું, "ધર્મ નથી, કેમકે પ્રત્યક્ષ વગેરે પ્રમાણોના વિષયથી (તો) બહાર છે, ગધેડાના શીંગડાની માફક. કહ્યું છે કે–પ્રત્યક્ષ (પ્રમાણ) દ્વારા પદાર્થનું જે જ્ઞાન થાય છે તે નક્કી વખાણવાલાયક હોય છે. પ્રત્યક્ષના અભાવમાં અનુમાનના વચનોથી તેનો (નિર્ણય કરવામાં) વ્યતિક્રમ થાય છે.

"જો પ્રત્યક્ષાદિ પ્રમાણોથી જ આ સમજી શકાય એમ હોય તો આ વિષયમાં પ્રયત્ન કરવો નકામો છે." ખરેખર પિતામહના સરખા આ કોઈ વૃદ્ધ લાગે છે. એમ માનીને સાગરચંદ્રે કહ્યું, "ધર્મ નથી" એ પ્રકારે જે કહ્યું તેમાં બંને પ્રતિજ્ઞાપદોનો દેખીતો વિરોધ અમે જોઈએ છીએ. ધર્મ નથી તો શા કારણે ? જો ધર્મ નથી તો બીજાઓ શા કારણે તેનો સ્વીકાર કરીને (ધર્મ છે) એમ કહે છે ? ત્યારે આપને પૂછીએ છીએ કે બીજાઓએ જે સ્વીકાર કર્યો છે તે આપને પ્રમાણ છે કે અપ્રમાણ ? જો પ્રમાણ હોય તો અમારું સાધ્ય સિદ્ધ થયું કહેવાય, અને જો અપ્રમાણ હોય તો એ જ દોષ (પ્રતિજ્ઞાપદોનો વિરોધ) રહે છે. તમે જે પ્રત્યક્ષ આદિ પ્રમાણોના વિષયથી બહાર છે એમ કહ્યું તે પણ ખોટું છે. કેમકે, ધર્મ અને અધર્મ એ તો કાર્ય દ્વારા પ્રત્યક્ષરૂપે સમજાય એવા છે." કહ્યું છે કે—

ધર્મથી જ (ઊંચા) કુળમાં જન્મ થાય છે. શરીરની કુશળતા (પૂર્ણ અવયવો), સૌભાગ્ય, આયુષ્ય અને ધનની પ્રાપ્તિ થાય છે. ધર્મથી જ નિર્મળ યશ, વિદ્યા, વસ્તુસંપત્તિ અને શોભા મળે છે. તેમજ ધર્મનું આરાધન કર્યું હોય તો તે સ્વર્ગ અને મોક્ષ આપનારો બને છે. વળી કહ્યું છે કે,

પોતાના રૂપથી (બીજાનો) તિરસ્કાર કરતા કેટલાયે વિદ્યાધરો કામદેવ જેવા દેખાય છે, જ્યારે બીજા કદરૂપા પુરુષો શિયાળ જેવા હોય છે. કેટલાક સમસ્ત શાસ્ત્રો સંપૂર્ણ રીતે જાણીને બૃહસ્પતિ જેવા જોવાય છે ત્યારે બીજા અજ્ઞાનરૂપ અંધકારથી ઢંકાયેલા હોવાથી આંધળાની માફક ભટકે છે. કેટલાક (ધર્મ, અર્થ, કામ) ત્રણ વર્ગનું સુખ મેળવીને મનુષ્યના મનને આનંદ આપનારા દેખાય છે ત્યારે બીજાઓ પુરુષાર્થને તજી દઈને વિષધરની જેવા ખિન્ન જણાય છે. ભાટચારણો વડે જેનું પ્રસિદ્ધ માહાત્મ્ય ગવાય છે તેવા કેટલાક સફેદ છત્રને ધારણ કરતાં, હાથી ઉપર બેઠેલા હોય છે જ્યારે બીજા તેમની આગળ (સેવકની માફક) દોડતા હોય છે. કેટલાક, પ્રણામ કરનારાઓની આશાઓ પૂરતા અને નિર્મળ યશથી જગતની સપાટીને ભરી દેનારા હોય છે જ્યારે બીજા જે કલંકિત થયેલા છે તે ગમે તે રીતે પેટ ભરે છે. કેટલાકને તો હમેશાં દાન દેવા છતાં શ્રુત (વિદ્યા)ની માફક દ્રવ્ય વધ્યા કરે છે ત્યારે બીજાઓને દાન નહિ આપનારા કેટલાયે મનુષ્યો રાજા અને ચોરથી લુંટાય છે. આ પ્રકારે ધર્મ અને અધર્મનું ફળ જે કારણે પ્રત્યક્ષરૂપે સ્પષ્ટ દેખાય છે તે કારણે અધર્મને છોડીને આદરપૂર્વક ખરેખર ધર્મ(નું આચરણ) કરો.

આ તરફ તે દુષ્ટ શિષ્યોએ સવારે આચાર્યને આમ તેમ તપાસ કરતાં ન જોયા ત્યારે શય્યાતર પાસે ગયા અને પૂછ્યું કે, "હે શ્રાવક ! ગુરુ ક્યાં છે ?" તેણે કહ્યું, "તમે જ તમારા ગુરુને જાણો. હું ક્યાંથી જાણું ?" ત્યારે તેઓએ કહ્યું, "એમ ન કહો, તમને કહ્યા વિના જાય નહિ ? ત્યારે શય્યાતરે ભવાં ચડાવીને ક્રોધપૂર્ણ મોં કરીને કહ્યું કે," રે દુષ્ટ શિષ્યો ! તમે ગુરુની આજ્ઞા માનતા નથી, સારણા (યાદ આપવી) વારણા (નિષેધ કરવો–એ પ્રકારની શિક્ષાઓ)થી કહેવા છતાં તમે તે સ્વીકારતા નથી. સારણાદિ વિના આચાર્યને મોટો દોષ લાગે, કેમકે આગમમાં કહ્યું છે–

જેમ શરણે આવેલા જીવોનાં મસ્તક કાપી નાખે તેમ પરંપરાથી આવેલા ગચ્છમાં આચાય નકામો બને છે (ગચ્છનો નાશ કરે છે). જ્યાં ભૂલ સુધારવાની યાદ અપાતી નથી ત્યાં જીભ ચાટવા છતાંયે સારું પરિણામ આવતું નથી, જ્યારે દંડાથી મારવા છતાંયે જ્યાં ભૂલની યાદ અપાય છે ત્યાં સારું પરિણામ આવે છે. સારણાદિથી રહિત ગચ્છ પણ ગુણગણ વિનાનો બને છે. સૂત્રનું વિધાન છે કે, આવા ફેરફારવાળા વર્ગને છોડવો જોઈએ.

"તમે, દુર્વિનીત છો અને આજ્ઞામાં રહેતા નથી એમ સમજીને (તમને ગુરુએ) ત્યજ્યા છે. માટે હે દુષ્ટો! મારા દૃષ્ટિ માર્ગમાંથી દૂર થાઓ, નહિતર (પાછળથી) તમે કહેશો કે, અમને કહ્યું નહિ," આથી ભયભીત થયેલા તેઓ શય્યાતરને ખમાવી કહે છે કે—"એકવાર અમને અમારા ગુરુ બતાવો, જેથી તેમને ખુશી કરીને અમે જીવતાં સુધી આજ્ઞા ઉઠાવવામાં તત્પર રહીએ બહુ કહેવાથી શું? હવેથી અમે ગુરુના હૃદયની ઈચ્છાઓ પૂરી કર્યા કરીશું. માટે હે શ્રાવક! દયા કરીને અમને કહો કે, ગુરુ કયાં ગયા?"

જ્યારે 'હવે બરાબર ઠેકાણે આવ્યા છે' એમ સમજીને સદ્ભાવપૂર્વક કહીને ત્યાં (સાગરચંદ્રસૂરિ પાસે) મોકલ્યા. જનારા સાધુઓના સમૂહને લોક પૂછે છે કે, "આ કોણ જાય છે?" તેઓ કહે છે કે, "કાલકસૂરિ," સાગરચંદ્રસૂરિએ કર્ણોપકર્ણ પિતામહનું આગમન સાંભળ્યું. કાલકસૂરિને પૂછયું કે, "હે આર્ય! શું મારા પિતામહ આવે છે?" તેમણે કહ્યું, "અમે પણ સાંભળ્યું છે." ત્યારે એક દિવસે તેમની પાછળ લાગલો સાધુ સમુદાય આવી પહોંચ્યો. સાગરચંદ્ર ઊભા થયા. તેઓએ કહ્યું, "તમે બેસો. આ બધા સાધુઓ છે. ગુરુ તો આગળ આવ્યા છે." આચાર્યે કહ્યું, "અહીં એક વૃદ્ધ સાધુને છોડીને બીજા કોઈ આવ્યા નથી". એ જ સમયે શૌચક્રિયા પતાવીને કાલકસૂરિ આવ્યા પરોણારૂપે આવેલા સાધુ–સમુદાયે તેમને ખમાવ્યા. સાગરચંદ્રે પૂછયું, "આ શું?" સાધુઓએ કહ્યું, "આ ભગવાન કાલકસૂરિ છે."

ત્યારે શરમાઈ જઈ ઊભા થઈ (સાગરચંદ્રે) ખમાવ્યા, (જુઓ ચિત્ર નં. ૩૧) અને ખૂબ (દુઃખથી) ઝૂરવા લાગ્યા. ગુરુએ કહ્યું, "સંતાપ ન કરો. તમારો ભાવપૂર્વકનો આ દોષ નથી પરંતુ પ્રમાદ દોષ છે." એક વખતે રેતીથી પછેડી ભરી એક ઠેકાણે ચળાવી એકઠી કરી. ફરીથી ભરાવીને ફરી ચળાવી એકઠી કરી–એમ ભરાવીને ખાલી કરવાનું ચાલુ રાખતાં જ્યારે પછેડીમાં કંઈક બાકી રહ્યું ત્યારે ગુરુએ પૂછયું, "(આથી) કંઈ સમજ્યા?" તેઓએ કહ્યું, "કંઈ પણ નહિ." ગુરુએ કહ્યું, "જે રીતે આ રેતીથી પછેડી ભરેલી હતી તેમ સુધર્મસ્વામીનું અતિશયભર્યું શ્રુતજ્ઞાન પરિપૂર્ણ હતું. તેમની અપેક્ષાએ જંબૂસ્વામીનું કંઈક ઓછું–અલ્પ અતિશયવાળું જ્ઞાન–હતું. તે પછી પ્રભવસ્વામીનું એથી કંઈક અલ્પ–વધુ ઓછા અતિશયવાળું–જ્ઞાન હતું. આ પ્રકારે છઠ્ઠા કેવલી ભગવાન સુધી રહ્યા કર્યું એમ સંભળાય છે. એ પ્રમાણે ધીમેધીમે (શ્રુતજ્ઞાન) ઓછું થતાં ઠેઠ મારાથી તમારા ગુરુનું કંઈક ઓછું (જ્ઞાન) હોય. તેમનાથી તમારામાં એથી કંઈક ઓછું હોય. વળી દુષમકાળ (પાંચમા આરા)ના પ્રભાવથી મોટા ભાગનું શ્રુતજ્ઞાન નાશ થતાં ઓછું થયું માટે આવા શ્રુતજ્ઞાનથી ગર્વ ધારણ કરવો ન જોઈએ. કહ્યું છે કે—

સર્વજ્ઞથી લઈને મારા સુધી બુદ્ધિવૈભવ તરતમ યોગવાળો છે. માટે કોઈએ એવો ગર્વ ન રાખવો કે હું જ માત્ર અહીં એકલો પંડિત છું.

આ પ્રકારે આશ્ચર્યકારી ચરિત્રવાળા ભગવાન (કાલકસૂરિ) આજ્ઞાને ઊઠાવનારા અનેક શિષ્યોના પરિવાર સાથે, ગામ, શહેર અને નગરથી સુશોભિત પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા.

## — ઘટના પાંચમી —

### નિગોદજીવોનું વ્યાખ્યાન અને શક્ર સ્તુતિઃ—

હવે એક દિવસે દેદીપ્યમાન શરીરવાળો, લાંબી વનમાળા ધારણ કરતો, મોટો હાર, અર્ધહાર અને

। સેરવાળા (રત્નોના) હારથી જેની છાતી શ્વાસ લેતી (જણાય) છે, જેના બંને હાથ સુંદર કંકણુ અને જુબંધથી થામેલા છે, જેનાં લમણાં દેદીપ્યમાન છે અને જેનું મસ્તક અત્યંત સુંદર રત્નોથી કલગીવાળા ;ટથી શોભતું છે એવો—વધુ શું કહીએ ? (ટૂંકમાં)આખા શરીરને શૃંગારોથી સજાવી અને શુભ્ર વસ્ત્રોને રણુ કરીને દેવોનો અધિપતિ (શક્ર), સુધર્માની સભામાં રહેલી ત્રણુ પર્ષદાની વચ્ચે, (જ્યાં) સાત સેનાઓ ને તેના સાત મોટા અધિકારીઓ, ત્રાયસ્ત્રિંશત્ ( નામના ) અંગરક્ષક દેવો અને સામાનિક દેવો, ધર્મ(નામના દેવલોક)માં રહેતા બીજા લોકપાલ વગેરે દેવો અને દેવીઓની વચ્ચે રહેલા શ્રેષ્ઠ સિંહાસન ,ર, દેવતાઓની શ્રેષ્ઠ સમૃદ્ધિથી વિલાસ કરતો અને વિપુલ અવધિજ્ઞાનથી લોકના અર્ધભાગને તો, બેઠો.

ત્યારે પૂર્વવિદેહ ક્ષેત્રમાં સમવસરણુમાં બેઠેલા શ્રીસીમંધર જિનેશ્વર, જેઓ પર્ષદાને ધર્મકથા કહેતા—ભળાવતા હતા, તેમને (અવધિજ્ઞાનથી) જોવા લાગ્યો. (આ કારણે) એકદમ ઊભા થઇ ત્યાં રહીને જ ગવાનને વંદન કર્યું અને દેવતાઓની ઋદ્ધિ સાથે ભગવાનની સમીપે ગયો. વંદન કરી પોતાના સ્થાને ડા અને જિનેશ્વર ભગવાન પ્રસ્તાવમાં (–વિષયનો સંબંધ આવતાં) નિગોદ નામના જીવો શે કહેવા લાગ્યા. (જુઓ ચિત્ર નં. ૨૪–૩૭–૪૦–૬૨–૬૫ તથા ૮૭)

તે સાંભળીને આશ્ચર્યથી વિકસ્વર થયેલી આંખવાળો સુરેન્દ્ર, મસ્તકે બે હાથ જોડી, અત્યંત વિનય-ર્વક કહેવા લાગ્યો, "ભગવાન્ ! ભારતવર્ષમાં અતિશય વિનાના આ દુષમકાળમાં અત્યારે આ પ્રકારે ક્ષ્મ નિગોદનું વર્ણન કરવાનું કોઇ જાણે છે ?" ત્યારે જિનેશ્વર ભગવાને કહ્યું કે, "હે સુરેન્દ્ર ! આજે ણુ ભારતમાં મેં જે પ્રકારે તને કહ્યું તે જ રીતનું નિગોદનું વ્યાખ્યાન કરવાનું કાલકસૂરિ જાણે છે." (જુઓ ત્ર નં. ૬૫)

તે સાંભળી કુતૂહલથી અહીં આવવાને માટે તે શક્રે બ્રાહ્મણુનું રૂપ ધારણુ કરી, સૂરીશ્વરને વાંદીને છયું, "ભગવન્ ! જિનેશ્વરોએ સિદ્ધાંતમાં નિગોદના જીવો વિશે જે કહ્યું છે તે વિશે મને અત્યંત તૂહલ હોવાથી કહો," ત્યારે તે સૂરિવર મેઘ જેવા ગંભીર અવાજે કહે છે કે, "હે મહાભાગ ! જો તમને ાઢું કૌતુક લાગતું હોય તો યથાર્થરીતે સાંભળો." (જુઓ ચિત્ર નં. ૩૮–૪૯–૫૫–૬૩ તથા ૮૮)

"ગોળાઓ અસંખ્ય છે અને અસંખ્ય નિગોદોનો એક ગોળો હોય છે. એકેક નિગોદમાં (પણ) મનંત જીવો હોય છે—એમ સમજવું."

આ પ્રકારે સૂરિએ વિસ્તારથી વ્યાખ્યાન કર્યા પછી શક્ર ખાસ વિશેષપણે જાણવા માટે ફરીથી પૂછે કે, "ભગવન્ ! વૃદ્ધપણાના કારણે હું અનશન કરવાને ઈચ્છું છું, તેથી મારું આયુષ્ય કેટલું છે તે યથાર્થપણે જાણીને કહો." ત્યારે ગુરુએ શ્રુતજ્ઞાનનો ઉપયોગ દેતાં જ્યારે દિવસ, પક્ષ, માસ, વર્ષો, પલ્યોપમ અને સાગરોપમ સુધી વધ્યા ત્યારે તેમનું બે સાગરોપમનું આયુષ્ય જોઇને વિશેષ ઉપયોગ દેતા જાણ્યું કે, આ શક્ર છે. જ્યારે સૂરિએ "તમે ઇન્દ્ર છો." એ પ્રકારે કહ્યું ત્યારે તે જ ક્ષણે પોતાના સ્વરૂપે સુંદર કુંડલોના આભૂષણોવાળો ઇન્દ્રપણે તે પ્રગટ થયો. (જુઓ ચિત્ર નં. ૩૯–૪૯–૫૫–૬૩–૬૬ તથા ૮૮)

ભાલ, હાથ અને ઢીંચણુને જમીન ઉપર નમાવતો, આખા શરીરે રોમાંચિત થયેલો, ભક્તિના ભારથી ભરપૂર એવો ઇંદ્ર સૂરિના પદકમળને પ્રણામ કરવા લાગ્યો. ( સ્તુતિ કરવા લાગ્યો )—"અત્યંત સંક્લેશવાળા દુષમકાળમાં પણુ તમે જિનાગમને ધારણુ કરી રાખ્યો ( આથી ) અનેક ગુણોથી વિભૂષિત હે મુનિનાથ ! તમને પ્રણામ થાઓ. નિરતિશયવાળા આ કાળમાં પણુ જેમનું નિર્મળ જ્ઞાન પ્રકાશે છે અને તેથી ત્રણુ લોકને પણુ વિસ્મયાન્વિત કર્યા છે એવા હે સ્વામી ! તમને નમસ્કાર થાઓ, જેમણે અત્યંત

અદ્ભુત ચરિત્રવડે પ્રવચન અને સંઘના કારણે ઉન્નતિ કરી છે એવા તમારા ચરણકમળને અમે નમીએ છીએ.”

આ પ્રકારે સ્તુતિ કરીને સૂરિના નિર્મળ ગુણસમૂહનું સ્મરણ કરતો શક્ર પ્રયત્નથી ઊડીને સૌધર્મકલ્પમાં ગયો.

સૂરિ પણ પોતાના આયુષ્યનું પરિમાણ જાણીને સમય આવતાં સંલેખના કરીને અનશન-વિધિથી સ્વર્ગે ગયા.

## બીજી કથાઓમાંની વિશેષતા:

સામાન્ય રીતે આ પહેલી કથાની હકીકતો મુજબ જ બીજી કથાઓ આલેખાયેલી છે છતાં પહેલી કથા કરતાં બીજી કથાઓમાં જે જે વિશેષતાઓ છે તેની તારવણી કરી લઈએ. જેથી પહેલી કથામાંની હકીકતોની પૂર્તિ કરી શકાય જેથી બીજી હકીકતોની તુલનાનું તારતમ્ય સમજવું સરળ પડે.

**બીજી કથા**—કાલકસૂરિના ગુરુનું નામ ગુણસુંદરસૂરિ છે (શ્લોક ૭). શકકૂલ સિંધુ (નદી)ને સામે કિનારે આવેલું છે (૩૮) શાહી રાજાને વિદ્યા અને ધર્મકથાથી વશ કર્યો (૪૦). આ કથામાં બારમી શતાબ્દિ સુધી પ્રસિદ્ધ એવાં લડાઈનાં શસ્ત્રો અને વાહનોનાં નામો આપેલાં છે (૪૯).

**ત્રીજી કથા**—ઉજ્જૈનીના રાજાનું મૂળ નામ દર્પણ છે. કોઈ યોગીએ તેને ગર્દભી વિદ્યા આપી. એ વિદ્યાના કારણે તે ગર્દભિલ્લ નામે પ્રસિદ્ધ થયો. (૩-૪ શ્લોકની વચ્ચેનું ગદ્ય). કાલકની બહેનનું નામ શીલમતિ હતું. આચાર્ય પારસકૂળ ગયા અને શાહી રાજાઓને નિમિત્તવિદ્યાથી ખુશ કર્યા. (આ કથામાં સંબલ માટે ઈંટવાડાને સુવર્ણનો બનાવ્યાની હકીકત નથી.) ગર્દભી વિદ્યા વાણવ્યંતરી દેવી છે.

શાહી રાજાઓએ બલમિત્રને ઉજ્જૈનીના સિંહાસને સ્થાપ્યો. કાલકસૂરિ ફરીને ઉજ્જૈની આવ્યા ત્યારે બલમિત્ર–ભાનુમિત્રને પૂછ્યા વિના જ તેમણે બલભાનુને દીક્ષા આપી આથી ક્રોધે ભરાયેલા બલમિત્રે તેમને નિર્વાસિત કરવાનો વિચાર કર્યો પરંતુ જ્યારે તેમની બહેન ભાનુશ્રીએ કહ્યું કે, “ગર્દભિલ્લનું વૃત્તાંત તું જાણતો નથી? અર્થાત ગર્દભિલ્લને પદભ્રષ્ટ કરનાર સમર્થ પુરુષ આ આપણા મામા કાલકસૂરિ છે”. ત્યારે દેખાવની ખાતર તેમનો આદર સત્કાર કરવા લાગ્યો. ગંગાધર નામના પુરોહિતની અનેષણાની યુક્તિથી તેઓ નિર્વાસિત થયા. અને પૈઠણ ગયા ત્યાં દેશરૂઢિથી ભાદ્રપદ પાંચમે ઇંદ્ર મહોત્સવ થતો.

પહેલાં કોઈ સમયે પર્યુષણા અષાઢ સુદિ પૂર્ણિમાએ થતાં. તે પછી અષાઢ વદ દશમે થયાં તે પછી શ્રાવણ સુદિ પાંચમે થયાં. તે પછી ફરીને અષાઢ પૂર્ણિમાએ થયાં. પછી પાછાં અષાઢ વદિ દશમે થયાં અને ત્યાંથી હઠીને ભાદરવા સુદિ પાંચમનાં થયાં. તે પછી–એટલે (અપવાદથી પણ) એક માસ અને વીસ અહોરાત્રિનું ઉલ્લંઘન–ન થઈ શકે.

સાલિવાહન રાજાએ અંતઃપુરની સ્ત્રીઓને કહ્યું, “શ્રાવણ અમાવાસ્યાએ પખ્ખી પ્રતિક્રમણ અને ઉપવાસ કરીને પડવેના દિવસે તમારાં પારણાં અને સાધુઓને–બીજથી ચોથ સુધી તો અઠ્ઠમ (ત્રણ ઉપવાસ) કરવાનો હોવાથી તેમનાં–તે જ દિવસે ઉત્તર પારણા થશે,” આ પડવેનો દિવસ ત્યારથી ‘શ્રમણપૂજા’ નામના પર્વથી ઓળખાયો.

હરિભદ્રસૂરિએ સાધુઓ વગેરેની અઠ્ઠમ કરવાની અશક્તિ જાણીને ઉત્તર પારણા ત્રીજના દિવસે નક્કી કર્યાં.

છઠ્ઠી ઘટનામાં સંદર્ભ પાંચમા (પૃષ્ઠ ચોથા ઉપર)ની દત્ત રાજા પાસે યજ્ઞ ફળના નિરૂપણની ઘટનાનો જ ઉલ્લેખ છે.

**પાંચમી કથા**—ધારાવાસ નગર મગધમાં છે (૨). આમાં ત્રીજી કથાની માફક જ ઉજ્જૈનીના રાજાનું નામ દર્પણ આપેલું છે (૧૮). આ કથાકાર, ગર્દભિલ્લને પદભ્રષ્ટ કર્યા પછી તેની ગાદી પર બેસનાર માટે બે મતોનો ઉલ્લેખ આ રીતે કરે છે-કોઈ કહે છે કે શકો ગાદીએ બેઠા જ્યારે કોઇ કહે છે કે, સૂરિના ભાણેજો બલમિત્ર-ભાનુમિત્ર ગાદીએ બેઠા (૪૩). બલમિત્રના પુરોહિતનું નામ ગંગાધર આપેલું છે (૪૯).

**અગિયારમી કથા**—ધારાવાસ નગર મગધ દેશમાં છે (૨). આમાં ગર્દભિલ્લનું બીજું નામ દર્પણ આપ્યું છે (૧૦). કાલકસૂરિ શકકૂલ ગયા ત્યારે તેઓ નવા આચાર્ય બનાવીને ગયા (૩૧). કાલકસૂરિને પહેલાં તો મનમાં થયું કે, આ માટે લાવ, પિતા પાસે જાઉં. પણ ક્ષાત્રવટના કારણે મનમાં ખૂબ લજ્જા પામ્યા (૩૨). તેથી શકકૂલ ગયા. કોઇ પણ પુરુષ વિદ્યાબલથી ક્યાંઇ પરાભવ પામતો નથી (૩૪-૩૬). શાહી રાજાઓ સિન્ધુ નદી ઊતરીને સોરઠ દેશના ઢંક ગિરિ પાસે રહ્યા (૫૫). શાહી રાજાઓ જ્યારે પૈસા ખૂટી જતાં સૂરિને તે માટે વિજ્ઞપ્તિ કરે છે ત્યારે સૂરિને રાતના સ્વપ્નમાં શાસનદેવી પ્રગટ થઈને કહે છે કે, “તારો વિજય થશે.” વળી તે તેમને સુવર્ણસિદ્ધિનું ચૂર્ણ આપીને અદૃશ્ય થઇ જાય છે (૬૩-૬૭). માળવાના સીમાડે શક રાજાઓ અને કાલકસૂરિ પહોંચ્યા ત્યારે છેવટે ગર્દભિલ્લ પાસે દૂત મોકલીને સરસ્વતીને છોડી દેવાને ફરીથી વિનવ્યો (૬૯). પણ મોહ અને વિદ્યાબળના ગર્વથી અંધ બનેલા તેણે માન્યું નહિ, ઊલટા પડકાર આપ્યો (૭૨-૭૬). આ કથામાં પણ બલમિત્રના પુરોહિતનું નામ ગંગાધર છે (૮૭). સાગરચંદ્રનું નામ સાગરદત્ત આપ્યું છે (૧૧૦). ઇંદ્રે ( નિદાન ભયથી ) વસતિનું મુખ ફેરવી નાંખ્યું પછી પોતાના સ્થળે ગયો (૧૧૯) (જુઓ ચિત્ર નં. ૯૬).

**ચૌદમી કથા**—શકકૂલ કૌબેરી-ઉત્તર દિશામાં છે (૩૩). કાલકસૂરિએ સાહી રાજાઓને મંત્ર-તંત્રથી ખુશ કર્યા (૩૫). આમાં લડાઈનું વિશદ વર્ણન આપેલું છે.

**પંદરમી કથા**—ચોથના દિવસે સંવત્સરી-પર્યુષણા થયાં ત્યારે પૂર્ણિમા અને અમાવાસ્યાને દિવસે થતાં ચતુર્માસી અને પાક્ષિક પ્રતિક્રમણ ચૌદશના દિવસે થયાં પરંતુ તે પહેલાં યે ચૌદશના દિવસે પખ્ખી પ્રતિક્રમણ થતાં, તેનો પુરાવો પાક્ષિકસૂત્ર-ચૂર્ણિ, મહાનિશીથસૂત્ર, દશવૈકાલિક શ્રુતસ્કંધમાં છે અને સમરાઈચ્ચકહામાં તો સ્ફુટ રીતે તેનું આલેખન છે (૯૧-૯૨). સાતવાહન રાજાની રાણીઓ નંદીશ્વરનું તપ કરતાં હતાં (૯૩).

**સત્તરમા કથા**—શાહી રાજાઓના અધિપતિ પાસે સાત લાખ ઘોડાઓ છે અને રાજા દશ હજાર ઘોડાવાળો હોય છે (૪૫). કાલકસૂરિએ અનેક પ્રકારનાં કુતૂહલથી તે રાજાને ખુશ કર્યો (૪૬). શાહી રાજાઓએ પંચાલ દેશ અને લાટ દેશના રાજાઓને જીતીને ઉજ્જૈની ઉપર ચઢાઈ કરી. (૬૭). આમાં-ગર્દભિલ્લ રાજા સૈન્ય લઈને સામે લડવા જતો નથી પરંતુ લાગલો જ ગર્દભીવિદ્યાનું અવતરણ કરે છે. (૬૮). ભરુચમાં શકુનિકા તીર્થમાં મુનિસુવ્રત સ્વામી હતા (૧૦૦). પ્રતિષ્ઠાનપુર જવા માટે અગાઉથી બે સાધુઓને ત્યાં મોકલ્યા (૧૧૪). આમાં-સાગરચંદ્રસૂરિ સુવર્ણભૂમિમાં નહિ પણ વિશાળા-ઉજ્જૈનીમાં હતા-એમ જણાવ્યું છે (૧૩૧). કાલકસૂરિએ સાગરચંદ્રને અષ્ટપુષ્પી એટલે પાંચ મહાવ્રત (૫), રાગદ્વેષ ત્યાગ (૬), ધર્મધ્યાન (૭) અને શુક્લ ધ્યાન (૮) વિશે પૂછ્યું (૧૪૨). ઇન્દ્રના નિગોદ વિશેનો પ્રશ્ન કાલકસૂરિ માટે પણ આર્યરક્ષિતની કથા જેવો છે-એમ જણાવ્યું છે (૧૫૩).

**ત્રેવીશમી કથા**—

કાલક નામના ત્રણ આચાર્યો થયા. તેમાંથી પહેલા કાલકસૂરિ ભગવાન મહાવીર સ્વામીના નિર્વાણ સં. ૩૭૬માં થયા (નિર્વાણ પામ્યા), જે ‘પ્રજ્ઞાપનાસૂત્ર’ના કર્તા શ્યામાચાર્ય નામે પ્રસિદ્ધ છે. તેઓ સુધર્માસ્વામીથી ત્રેવીશમા પાટધર પુરુષ થયા. તેમણે ઈંદ્ર આગળ નિગોદનું વ્યાખ્યાન કર્યું હતું. કેટલાક તેમને વી. નિ.

સં. ૩૨૦ માં થયાનું કહે છે. કેટલાક કહે છે કે, આ નિગોદના વ્યાખ્યાતા કાલકસૂરિએ જ ચોથનાં પર્યુષણા કર્યાં.

બીજા કાલકસૂરિ વી. નિ. સં. ૪૫૩ માં થયા, જે સરસ્વતીના ભાઈ અને ગર્દભિલ્લના ઉચ્છેદક હતા. તેમજ બલમિત્ર–ભાનુમિત્રના મામા થતા હતા. કેટલાક, ચોથનાં પર્યુષણા કરનાર અને બલમિત્ર ભાનુમિત્રના મામા કાલકસૂરિને ચોથા કાલકાચાર્ય તરીકે ગણે છે.

ત્રીજા કાલકસૂરિ વી. નિ સં. ૯૯૩–વિ. સં. ૫૨૩ માં થયા, જેમણે પાંચમથી ચોથનાં પર્યુષણા કર્યાં.

આ રીતે નામના સરખાપણાથી જુદા જુદા ત્રણ કાલકાચાર્ય થયા પરંતુ પહેલા બેની કથા એકમાં જ ભેળવીને કહેવામાં આવે છે.

ભારતવર્ષના ધારાવાસ નગરમાં અનેકદેશો (જેનાં નામો આપેલાં છે તે)ના વેપારીઓ અનેક પ્રકારનાં કરિયાણાં, વસ્તુઓ એ નગરમાં ઠાલવતા.

વજ્રસિંહ રાજાના ગુણો, તેમની રાણી સુરસુંદરી, પુત્ર કાલક, વજ્રસિંહ રાજાની રાજસભા, વન, ગુણાકરસૂરિના ગુણો, સાધુના આચારો, શાસ્ત્રીય વિદ્યાઓનાં નામ, સરસ્વતી સાધ્વી, વર્ષાકાળ, ભૂખ, લડાઈ વગેરેનાં વર્ણનો કાવ્યમય ભાષામાં ખૂબ સુંદર અને વિશદ રીતે આપ્યાં છે.

વી૦ નિ૦ સં. ૯૯૩ (વિ સં. ૫૨૩)માં પ્રતિષ્ઠાન ગયેલા કાલકસૂરિએ પાંચમથી ચોથનાં પર્યુષણા કર્યા.

**પચીસમી, સત્તાવીસમી અને અઠ્ઠાવીસમી કથાઃ**—સંદર્ભ પાંચમા (પૃષ્ઠ ચોથા)માં આપ્યા મુજબની દત્ત રાજા પાસે યજ્ઞફળના નિરૂપણની ઘટનાકથા આમાં આલેખાયેલી છે.

**છવીસમી કથા**—પહેલી ઘટનામાં–દત્ત રાજાની પાસે યજ્ઞ ફળના નિરૂપણની કથા આપેલી છે. બીજી ઘટનામાં–શ્રીપુરના પ્રજાપાલ નામના રાજાને કાલક નામે પુત્ર હતો અને ભાનુશ્રી નામે પુત્રી હતી. કાલકે દીક્ષા લીધી અને ભાનુશ્રીને ભૃગુકચ્છ (ભરૂચ)ના જિતારિ રાજાને પરણાવી. તેમને બલમિત્ર અને ભાનુમિત્ર નામે કુમારો હતા. ત્રીજી ઘટનામાં–પ્રતિષ્ઠાનમાં કાલકસૂરિએ પાંચમથી ચોથનાં પર્યુષણા કર્યાની હકીકત છે. ચોથી ઘટનામાં–પ્રમાદી શિષ્યો અને સાગરચન્દ્રની હકીકત છે. પાંચમી ઘટનામાં–ઈંદ્ર નિગોદના જીવોનું વ્યાખ્યાન સાંભળવા કાલકસૂરિ પાસે આવે છે તે વિષે છે. છઠ્ઠી ઘટનામાં–સરસ્વતીનું અપહરણ કરનાર ગર્દભિલ્લની કથા છે. આમાં શક રાજાઓના અધિપતિ શાહાનુશાહી રાજાનું નામ સાધનસિંહ આપેલું છે, શક રાજાઓ સોરઠમાં ઢંક પર્વત સમીપે આવીને રહે છે.

**ત્રીશમી કથા**—શક રાજાઓ સોરઠમાં ઢંક પર્વત સમીપે આવીને રહે છે. આ કથામાં માત્ર સરસ્વતીના અપહરણનો જ પ્રસંગ આલેખ્યો છે.

## કથાઓના ઉલ્લેખોનો સમન્વય

સંદતર, પહેલી કથા અને બીજી કથાઓમાંની વિશિષ્ટ તારવણી કેટલીક બાબતોમાં અસ્પષ્ટ, પરસ્પર વિરોધી કે પૂર્તિરૂપ છે એનો સ્ફોટ થાય તો જ આર્ય કાલકના વિશુદ્ધ ઐતિહાસિક ચરિત્રનો કંઈક ખ્યાલ આવી શકે આથી આમાંના ખાસ નોંધવાયોગ્ય મુદ્દાઓ ઉપર જ વિચાર કરવો જરૂરી છે.

### ૧ કથાઓમાંની ઘટનાઓ અને કાલકાચાર્યો કેટલા ?

સંદર્ભો અને કથાઓમાંથી આપણને આઠ ઘટનાઓ સંબંધે જાણવા મળે છે તે ઘટનાઓ આ છે.

૧. સરસ્વતી સાધ્વીનું અપહરણ કરનાર ગર્દભ (દર્પણ) રાજાને પદભ્રષ્ટ કરવા સંબંધી.

૨. ભરુચના રાજા અને આર્યકાલકના ભાણેજો બલમિત્ર ભાનુમિત્રે તેમને ભરુચથી (ઉજ્જૈનીથી) નિર્વાસિત કર્યા સંબંધી.

૩. પ્રતિષ્ઠાનના જૈન રાજવી સાતવાહનની અનુકૂળતા માટે ચતુર્થીએ પર્યુષણા કરવા સંબંધી.

૪. અવિનીત શિષ્યોનો ત્યાગ કરી પ્રશિષ્ય સાગરચંદ્ર પાસે જવા સંબંધી.

૫. ઇંદ્રની પાસે નિગોદના વ્યાખ્યાન સંબંધી.

૬. દત્ત રાજાની આગળ યજ્ઞ ફળના કથન સંબંધી.

૭. આજીવકો પાસે નિમિત્ત-પઠન સંબંધી.

૮. પ્રથમાનુયોગ, ગંડિકાનુયોગ તેમજ કાલકસંહિતાના નિર્માણ સંબંધી.

આ આઠે ઘટનાઓ પૈકી છેલ્લી બે ઘટનાઓ અપ્રસિદ્ધ છે, જેનો મૂળ સંદર્ભ હું આપી શક્યો નથી પરંતુ પ્રસ્તુત વિવેચનમાં આપેલ છે એ સિવાયની ઘટનાઓ જુદા જુદા પ્રબંધો અને ચૂર્ણિગ્રંથોમાં ઉલ્લેખાયેલી છે. એ આપણે મૂળ સંગ્રહમાં અને અગાઉની હકીકતમાં જોયું છે. પણ આ ઘટનાઓ જે કાલકાચાર્યના નામ સાથે જોડાયેલી છે તે વિવિધ સમયમાં બનેલી છે તેને ગમે તે કાલક સાથે જોડીને પ્રબંધોએ કંઇક ગુંચવાડો ઊભો કર્યો છે.

સં. ૧૬૬૬માં ઉપાધ્યાય સમયસુંદરે રચેલી કથા (નંબર ત્રેવીશમી)માં અને કેટલીક પ્રકીર્ણક ગાથાઓમાંથી[1] ઓછામાં ઓછા ત્રણ-ચાર કાલકાચાર્ય થયાની માહિતી આપણને મળે છે, એ મુજબ ત્રણ આચાર્યો નીચે મુજબ થયા.

૧. પહેલા કાલક શ્યામાર્ય નામે વી. નિ. સં. ૩૩૫માં થયા

૨. બીજા કાલકે વી. નિ. સં. ૪૫૩ માં સરસ્વતીને પાછી મેળવી અને વી. નિ. સં. ૪૭૦ માં વિક્રમ નામે રાજા થયો.

૩. ત્રીજા કાલક વી. નિ. સં. ૯૯૩માં થયા જેમણે ચોથના દિવસે પર્યુષણા કર્યા.

પહેલા કાલક જે શ્યામાચાર્ય નામે હતા તેમનો સત્તા-કાલ ૩૩૫ નો છે જે "યુગપ્રધાન-સ્થવિરાવલી" ગણના અનુસાર પણ પુરવાર થાય છે. તેમાંના ઉલ્લેખ પ્રમાણે તેમનો જન્મ વી. નિ. સં. ૨૮૦માં થયો, ૩૦૦ માં દીક્ષા લીધી, ૩૩૫માં યુગપ્રધાનપદ મળ્યું અને ૩૭૬માં સ્વર્ગસ્થ થયા. એ રીતે જોતાં તેમનું સંપૂર્ણ આયુષ્ય ૯૬ વર્ષનું હતું. આ કાલકાચાર્ય 'પ્રજ્ઞાપનાકાર' અને 'નિગોદ વ્યાખ્યાતા'ના નામે પણ ઓળખાય છે. આથી પાંચમી ઘટનાનો સંબંધ આ કાલક નામના શ્યામાચાર્ય સાથે હોય એમ જણાય છે. 'નિગોદવ્યાખ્યાન'ની ઘટના આર્ય રક્ષિતની કથામાં પણ સંકળાયેલી જોવાય છે.

બીજા કાલક જેમણે વી. નિ. સં. ૪૫૩માં ગર્દભ (દર્પણ)ને પદભ્રષ્ટ કરી સરસ્વતી સાધ્વીને પાછી

---

[1] सिरिवीराओ गएसुं, पणतिसहिएसु तिवारससएसु ३३५ ।
पढमो कालगसूरी, जाओ सामज्जनामुत्ति ॥
चउसयतिपन्नवरिसे ४५३, कालिगगुरुणा सरस्सई गहिआ ।
चउसयसत्तरि ४७० वरिसे, वीराओ विक्कमो जाओ ॥

—पञ्चवस्तुकम् ।

तेणउअनवसएहिं, समइक्कंतेहिं वद्धमाणाओ ।
पज्जोसवणाचउत्थी, कालगसूरीहिंतो ठविया ॥

—तीर्थोद्गालिकप्रकीर्णकम् ।

મેળવી ફરી સંયમમાં સ્થાપી. એ સંબંધે બધી કથાઓ અને ચૂર્ણિસંદર્ભો પણ એકમતે સ્વીકારે છે. આથી પહેલી ઘટનાનો સંબંધ નિર્વિવાદ બીજા કાલકસૂરિ સાથેનો છે.

ત્રીજા કાલકસૂરિ, જેમણે વી. નિ. સં. ૯૯૩ માં પર્યુષણા કર્યાં એવા જે પ્રાકરણિક ઉલ્લેખો છે તેમનો ઘટનાના સમય સાથે મેળ બેસતો નથી. આ ઘટના પ્રતિષ્ઠાનમાં આંધ્રવંશીય સાતવાહન રાજાના સમયમાં બનેલી છે અને બધા વિદ્વાનો એકમતે એ સ્વીકારે છે કે, વી. નિ. સં. ૯૯૩ પહેલાં તો આંધ્રવંશી રાજ્યનો ઉચ્છેદ થઈ ચૂકયો હતો—એ જોતાં આ ત્રીજી ઘટનાનો સંબંધ ભરુચમાંથી બલમિત્ર ભાનુમિત્રે નિર્વાસિત કરેલા અને પ્રતિષ્ઠાનમાં ગયેલા બીજા કાલકસૂરિ સાથે સંભવે.

એક ચોથા કાલકસૂરિ વી. નિ. સં. ૭૨૦ માં થયાનું પ્રમાણ "રત્નસંચયપ્રકરણ"ની એક ગાથા ઉપરથી જણાય છે.

" सत्तसयवीसअहिए कालगगुरू सक्कसंथुणिओ "

પરંતુ આ કાલકસૂરિ સંબંધે આ સિવાય અન્યત્ર કશો પુરાવો મળતો નથી.

આ સિવાય બીજી, ચોથી, સાતમી અને આઠમી ઘટના પણ બીજા કાલકસૂરિ સાથે જ સંબંધ ધરાવે છે. જ્યારે છઠ્ઠી ઘટનાનો સંબંધ કયા કાલકસૂરિ સાથે છે એ જાણવું મુશ્કેલ છે. છતાં દત્ત રાજાની કથા કાલકસૂરિના બ્રાહ્મણત્વનું સૂચન કરતી હોવાથી સંભવતઃ પહેલા કાલકાચાર્ય સાથે સંબંધ ધરાવતી હોય તો અયુક્ત નથી.

ઉપાધ્યાય શ્રીકલ્યાણવિજયજીએ આ વિશે વિશ્લેષણપૂર્વક સ્ફુટ અને સયુક્તિક પ્રતિપાદન પોતાના "આર્યકાલક" નામના હિંદી નિબંધમાં કર્યું છે[1] તેથી એ વિષયનું લંબાણ કરવું યોગ્ય નથી.

## ૨. ગર્દભિલ્લ કે ગર્દભ અને તેની જાતિઃ

કથાઓ અને ચૂર્ણિસંદર્ભોમાં સર્વત્ર ગર્દભિલ્લ નામ ઉલ્લેખાયું છે. કેટલીક કથાઓમાં તેને દર્પણ નામે પણ ઉલ્લેખ્યો છે. તે રાજા કઈ જાતિનો હતો એ વિશે કશું જાણવા મળતું નથી. પરંતુ ઇતિહાસથી ખબર પડે છે કે ગર્દભ અને ગર્દભિલ્લ રાજાઓ જુદા જુદા છે. ગર્દભિલ્લ રાજાઓ પહ્લવ જાતિના હતા અને તેઓ વિ. સં. પછી રાજ કરવા લાગ્યા હતા. ગર્દભિલ્લ નામ પહ્લવ રાજાઓમાં સમર્થ શાસક જે ગોન્ડોફર્ન્સ થયો તેમાંથી આવેલું છે.[2] જ્યારે ગર્દભ એ ગ્રીક–યવન રાજા હતો અને વિ. સં. પૂર્વે ઉજ્જૈનીમાં શાસન કરતો હતો. ગર્દભ રાજાના યવનપણા વિશે "બૃહત્‌કલ્પચૂર્ણિ"માંથી કંઈક નિર્દેશ મળી શકે છે, એમાં ઉલ્લેખ છે કે, " उज्जेनी नगरी, तत्य अनिलसुतो नाम जवो राया। तस्स पुत्तो गद्दभो नाम राया" । ( જૂઓઃ આ સંગ્રહનું પૃષ્ઠ ૪ ).

અર્થાત્—ઉજ્જૈની નગરીમાં અનિલસુત નામે યવન રાજા હતો. તેનો પુત્ર ગર્દભ નામે યુવરાજ હતો.

ડૉ. શાંતિલાલ શાહ તેનો સમન્વય બતાવતાં કહે છે કે, "બૃહત્‌કલ્પચૂર્ણિ"નો અનિલસુત તે અવંતીમાંથી મળી આવેલા સિક્કામાં ઉલ્લેખાયેલ અન્તિઅલકિદાસ છે, અને તેનો પુત્ર ગર્દભ જે મથુરાના સિંહધ્વજના શિલાલેખમાં ઉલ્લેખાયેલો ખરદ્ અથવા જેને ખરદમ પણ કહેતા તે જુદા નથી."[3] આ ખરદ્ કે ગર્દભને કોઈ યોગીએ આપેલી ગર્દભી–ખરી વિદ્યાના કારણે ગર્દભ–ખરદ્ કહેવાતો. તેનું હિંદુ નામ દર્પણ હતું. યવનોનું વલણ હિંદુત્વ તરફ વિશેષ હતું. તાત્પર્ય કે, ગર્દભ કોઈ ભારતીય વંશનો

---

१. द्विवेदी अभिनन्दन ग्रन्थ ।
2. Indian Antiquary Part II. P. 142.
3. Cronological Problems. P. 58.

રાજવી હોત તો પ્રબંધકારો તેને વિશે ચૂપ રહ્યા ન હોત અને યવનો આર્ય કાલકના સત્તાસમય પહેલાંથી જ ઉત્તરમાં પથરાયા હતા, એવી ઇતિહાસકારોની માન્યતા ગર્દભના યવનપણાનું સમર્થન કરે છે.

આ ગર્દભિલ્લ રાજા વિ. સં. પૂર્વે ૩૦ થી ૧૭ (વી. નિ. સં. ૪૪૦ થી ૪૫૩) સુધી ઉજ્જૈનીમાં રાજ કરતો હતો. અર્થાત્ તેણે તેર વર્ષ રાજ્ય કર્યું તે દરમ્યાન સરસ્વતીના અપહરણવાળી ઘટના બની અને શકોએ પરાસ્ત કરી તેની ગાદી હાથ કરી.

### ૩. આર્ય કાલક શકોને કયા પ્રદેશમાંથી લઈ આવ્યા?

પ્રબંધો અને કથાઓમાં કાલકસૂરિ જે પ્રદેશમાં ગયા તેને પારસકુલ, શકકુલ અને સાખિદેશ વગેરે નામોથી ઓળખાવેલ છે. 'પારસકુલ' અને 'શકકુલ' એ નામો અલગ વસાહતોનાં જાતિસૂચક નામો ઉપરથી પાડવામાં આવેલ છે. જ્યારે 'શાખિ' નામ શક જાતિના સામંતોની પદવી હતી અને તે શાહી-શાખિ સામંતોનો અધિપતિ શાહાનુશાહી એટલે શહેનશાહ કહેવાતો. આથી શાખિ નામે ઓળખાતા સામંતોના સમગ્ર પ્રદેશને 'શાખિદેશ' નામ ઉલ્લેખવામાં આવ્યું. ઇતિહાસકારો કહે છે કે, ઈરાની આર્યોમાં પાર્સ નામની એક જાતિ ઈરાનની ખાડી ઉપર રહેતી હતી તેથી તે દેશનું નામ 'પારસ' પડ્યું. વળી શકોની ત્રણ વસાહતો હતી. એક કાસ્પિયનના તટ ઉપર, બીજી સીર દરિયાના કાંઠે અને ત્રીજી શકસ્થાન જેને હાલ સીસ્તાન કહેવામાં આવે છે. તે બધાં સ્થળો સમુદ્રમાર્ગે આવેલાં છે. જ્યારે લગભગ બધી કથાઓ કહે છે કે, શકો સિંધુ નદી પાર કરીને સૌરાષ્ટ્રમાં આવ્યા ત્યારે કાલકસૂરિ જે પ્રદેશમાંથી આવ્યા તે પ્રથમ કયું તે જાણવાનું રહે છે.

ઇતિહાસકારોનો મત છે કે, શકો સિંધુ નદી પાર કરીને ઈ. સ. પૂર્વે ૧૨૩ ની આસપાસમાં હિંદુદેશ-સિંધમાં આવ્યા. અને 'હિંદી શકસ્થાન' જે 'ઈન્ડો સ્કુથિયા'ના નામે પણ ઓળખાય છે તેની સ્થાપના કરી. એની રાજધાનીનું શહેર મીનનગર હતું. આ રીતે ભારતવર્ષમાં સિંધપ્રાંત શકોનો અડ્ડો બની ગયો હતો અને ત્યાંથી તેઓ બીજા પ્રાંતોની તરફ આગળ વધ્યા.[1]

કથાઓ ઉપરથી માલૂમ પડે છે કે, કાલકસૂરિ સરસ્વતીના અપહરણ પછી શકોને જે પ્રદેશમાંથી લઈ આવ્યા તેમાં લાંબો કાળક્ષેપ થયો હોય એમ જણાતું નથી. આથી તેઓ સમુદ્રમાર્ગે પારસકુલ જેટલે દૂર પ્રદેશમાં ગયા નહિ હોય. આનો ખુલાસો આપણને "હિમવંત થેરાવલી"માંથી મળી રહે છે. તેમાં ઉલ્લેખ છે કે, ક્રોધાન્વિત થયેલા કાલકસૂરિ ત્યાંથી વિહાર કરીને સિંધુદેશ ગયા.[2] અને ત્યાંથી શકોને સૌરાષ્ટ્રમાં લઈ આવ્યા. આથી એમ કહેવું અઘટિત નથી કે, શકો સિંધુ નદી ઊતરીને સૌરાષ્ટ્રમાં આવ્યા.

સૌરાષ્ટ્રમાં તેઓ કાલકસૂરિ સાથે ઢાંક[3] મુકામે આવીને વસ્યા; એમ કેટલીક કથાઓમાં નોંધાયું છે. આ હકીકત એ સ્થળમાં જૈનધર્મ સાથેના ખાસ સંબંધને સૂચવે છે. હમણાં જ ડૉ. હસમુખ સાંકળિયાને ત્યાંથી મળેલા પુરાણાં જૈન અવશેષો જે ઈ. સ. ૩૦૦-૪૦૦ ના સમયનાં હોવાનું તેઓ કહે છે, તેના વિશે તેમણે પ્રકાશ પાડ્યો છે,[4] જે તે સ્થળમાં જૈનોની વસ્તી અને પ્રભાવ કાલકસૂરિના સમયથી લઈને કેટલીક સદીઓ સુધી બરાબર જારી રહ્યાનું પ્રમાણ પૂરું પાડે છે.

---

૧ भारतीय इतिहासकी रूपरेखा-जिल्द २ पृ. ७५८

२ कोहाकंतो कालिगज्जो तओ विहारं किच्चा सिंधुजणवए पत्तो ।

૩ જેતલસરથી પોરબંદર જતી G. S. Ry. ના પાનેલી સ્ટેશનથી ૬ માઈલ દૂર ઢાંક ગામ આવેલું છે. આ ગામની પાસે જ શત્રુંજય તીર્થનું 'ઢંકગિરિ' નામનું શિખર છે. પહેલાં આ તીર્થ ગણાતું.

૪ જુઓ "જૈન સત્ય પ્રકાશ" નો દીપોત્સવી અંક પુસ્તક ૪. અંક ૧-૨.

### ૪. સંવત્સરપ્રવર્તક વિક્રમાદિત્ય કોણ ?

લગભગ મોટા ભાગના સંદર્ભો અને કથાઓમાં બલમિત્ર ભાનુમિત્રને લાટ દેશના રાજા કહ્યા છે અને કોઇ કથામાં ઉજ્જૈનીના કહ્યા છે. વળી ગર્દભને પદભ્રષ્ટ કરી તેની ગાદીએ શકોને બેસાડયા એવી નોંધ કોઇક આપે છે, જ્યારે કોઈ કથા બલમિત્ર ભાનુમિત્રને એ સ્થાને બેસાડયા એમ જણાવે છે. આ પ્રશ્ન સાથે સંવત્સર પ્રવર્તક વિક્રમાદિત્ય કોણ એનો ખુલાસો પણ જાણવો જરૂરી છે, જે લાંબી ચર્ચાનો વિષય છે. પણ આપણે તેને ટૂંકમાં જોઇ લઇએ.

ઉત્તર ભારતમાં આજે જેના નામનો રાષ્ટ્રીયસંવત પ્રવર્તે છે તે વિક્રમાદિત્યનો નિર્ણય તો શું પણ અસ્તિત્વ માટે પણ પુરાતત્ત્વજ્ઞોમાં અનેક મતભેદો પ્રવર્તે છે.

ડૉ. કીલહાર્ન જેવા વિદ્વાનો જણાવે છે કે, વિક્રમાદિત્ય નામનો કોઈ રાજા થયો નથી અને તેનો ચલાવેલો કોઈ સંવત્સર પણ નથી. પરંતુ ઈ. સ. ૫૪૪ માં માલવાના પ્રતાપી રાજા યશોધર્માએ મુલતાનની પાસે કરૂરમાં હૂણ રાજા મિહિરકુલને હરાવીને વિક્રમાદિત્યની ઉપાધિ ધારણ કરી હતી અને પ્રચલિત માલવ–સંવતને તે સમયથી વિક્રમ સંવત્‌માં બદલી દઈ તેમાં ૫૬ વર્ષનો ઉમેરો કરીને ૬૦૦ વર્ષનો પુરાણો એ સંવત્ જાહેર કરવામાં આવ્યો.

ડૉ. ફ્લીટ રાજા કનિષ્કને વિક્રમ સંવત્સરના પ્રવર્તક માને છે.

કટલાક વિદ્વાનો, સમુદ્રગુપ્તના અલ્હાબાદવાળા લેખમાં બીજી જાતિઓ સાથે માલવોને જીતવાનો ઉલ્લેખ છે તેથી, કર્કોટક (જયપુર) થી મળેલા સિક્કાઓમાં मालवानां जयनो સંબંધ આ સમુદ્રગુપ્ત સાથે જોડીને તેજ વિક્રમસંવતના પ્રવર્તક હોવાનો પુરાવો આપે છે.

ડૉ. ભાંડારકરનું અનુમાન છે કે, માલવસંવતને વિક્રમ સંવત્સરમાં બદલી નાખનાર ચંદ્રગુપ્ત દ્વિતીય છે, કેમકે ચંદ્રગુપ્ત બીજાના મળી આવતા સિક્કાઓમાં વિક્રમાદિત્ય નામનો ઉલ્લેખ પહેલવહેલો મળે છે. તેણે પશ્ચિમી શકોને પરાસ્ત કર્યા હોવાથી 'શકારિ' તરીકે પ્રસિદ્ધ વિક્રમાદિત્ય પણ આ જ હોવો સંભવે છે.

સર જોન માર્શલે 'અઝીઝ પહેલાથી વિક્રમ સંવત્ શરૂ થયો' એવો મત પ્રગટ કર્યો છે.

પં. વેણીપ્રસાદ શુક્લે 'વિક્રમ સંવત' નામના લેખમાં પુષ્યમિત્ર વિક્રમાદિત્ય હતો એવા પુરાવાઓ રજૂ કર્યા છે.

શ્રીયુત જાયસવાલે સિદ્ધ કર્યું છે કે આંધ્રવંશીય ગોતમીપુત્ર સાતકર્ણિ જ પ્રસિદ્ધ વિક્રમાદિત્ય હતો અને સાતવાહન, શાલિવાહન, સાતકર્ણિ એ આ વંશની ઉપાધિઓ હતી.

પ્રો. રેપ્સને ઋષભદત્ત અને ગૌતમીપુત્રના શિલાલેખો અને નહપાનના સિક્કાઓથી નિર્ણીત કર્યું છે કે, નહપાન શકને ગૌતમીપુત્રે જીતીને માલવ–પ્રજાને તેના અધિકારમાંથી છોડાવી હતી, આથી 'શકારિ' તરીકે પ્રસિદ્ધિ પામેલો વિક્રમાદિત્ય તે જ છે.

પરંતુ આ બધાં કેવળ અનુમાનો જ છે.

વસ્તુતઃ શરૂઆતમાં આ સંવત્સર સાથે વિક્રમનો સંબંધ સંભવતઃ ન હોય પણ એ નામનો કે એ ઉપાધિધારક રાજા થયો જ નથી એમ માનવું અયુક્ત છે, કેમકે તેના અસ્તિત્વના કેટલાક ઉલ્લેખો પણ પ્રાચીન ગ્રંથોમાંથી આપણને પ્રાપ્ત થાય છે.

દંતકથાનુસાર આંધ્રવંશના ૧૭ મા રાજા હાલે પ્રાચીન મહારાષ્ટ્રી-પ્રાકૃતમાં "ગાથાસપ્તશતી", નામનો ગ્રંથ રચ્યો છે. તેના ૬૪મા શ્લોકમાં વિક્રમાદિત્યની દાનશીલતાનો ઉલ્લેખ આ પ્રકારે છે—

"संवाहणसुहरसतोसिएण देन्तेण तुह करे लक्खं ।
चलणेन विक्कमाइच्चचरिअमणुसिक्खिअं तिस्सा ॥"

મિ. સ્મિથ હાલનો સમય ઈ. સ. ૬૮ (વિ. સં. ૧૨૫) અનુમાને છે. તેથી સ્પષ્ટ થાય છે કે, ઉક્ત સમય પહેલાં જ વિક્રમાદિત્ય થઇ ચૂકયો હતો અને એ સમયે પણ તે પોતાની દાનશીલતા માટે કવિઓમાં પ્રસિદ્ધ પામી ચૂકયો હતો.

હાલના સમકાલીન મહાકવિ ગુણાઢયે રચેલો પૈશાચી ભાષાનો "બૃહત્‌કથા" નામનો ગ્રંથ એ અદ્યાપિ પ્રાપ્ત થયો નથી તેના સંસ્કૃત અનુવાદરૂપે સોમદેવભટ્ટે આલેખેલ "બૃહત્‌કથામંજરી" (લંબક ૬, તરંગ ૧)માં ઉજ્જૈનીના રાજા વિક્રમાદિત્યનું વર્ણન મળે છે.

ઉપર્યુક્ત વિદ્વાનોએ કલ્પેલા વિક્રમાદિત્યની સ્થૂલ રૂપરેખા આ પ્રમાણે આલેખી શકાય.

વિક્રમાદિત્ય માલવાનો પ્રતાપી અને યશસ્વી રાજા હતો. તેની રાજધાની ઉજ્જૈનીનગરી હતી. તે સ્વયં વિદ્વાન હતો અને તેની રાજસભામાં અનેક વિદ્વાનો અને કવિઓ રહેતા હતા. તેના દરબારમાં આવતા વિદ્વાનોને તે સત્કારતો હતો. શક–સીથિયન પ્રજાને જીતવાથી 'શકારિ' તેની ઉપાધિ હતી અને માલવાને શક–સત્તામાંથી છોડાવવાથી એ વિજયની યાદગારમાં તેણે વિક્રમ સંવત્‌ની પ્રવર્તના કરી.

જ્યારે જૈન સાહિત્યમાં વિક્રમાદિત્યની કથા–દંતકથાઓ વિસ્તારથી ઉપલબ્ધ થાય છે. પાશ્ચાત્ય વિદ્વાનોમાં બુહલર, ટોની, એડ્ગર્ટન, શાર્પેન્ટિયર, સ્ટેન કોનોવ આદિ અભ્યાસીઓ, જેઓ જૈન–કથા સાહિત્યમાંની ઘટનાઓને ઐતિહાસિક લેખે છે તેઓ જણાવે છે કે, વિક્રમના અસ્તિત્વ અને તેના સંવત્સરને નકારી શકાય તેમ નથી. મિ. સ્મિથનો આધુનિક અભિપ્રાય પણ એવો જ છે. તે જણાવે છે કે, 'આવો રાજા થયો હોય એ સંભવિત છે.' આ કથાનકોમાં ઐતિહાસિક તત્ત્વ કેટલું છે તે વિદ્વાનોએ શોધી કાઢવું જોઇએ.

જૈન સાહિત્યમાં વિક્રમાદિત્ય વિશેનાં સ્વતંત્ર ચરિતો ઉપરાંત પ્રબંધોમાં અનેક ઉલ્લેખો મળે છે. કાલિકાચાર્ય કથાઓના આ સંગ્રહમાં પણ વિક્રમાદિત્ય અને તેના સંવત્સરની નોંધ છે. એટલું જ નહિ કાલિકાચાર્ય વિક્રમાદિત્યના સમકાલીન હોવાનો પુરાવો આપે છે. હરિભદ્રસૂરિએ રચેલા 'પંચવસ્તુક'માં ઉલ્લેખ છે કે,

**" चउसयतिपन्नवरिसे ४५३, कालिगगुरुणा सरस्सई गहिया।**
**चउसयसत्तरि वरिसे ४७०, वीराओ विक्कमो जाओ "**

અર્થાત્—વી. નિ. સં. ૪૫૩મા વર્ષે કાલકસૂરિએ સરસ્વતીને પાછી મેળવી અને ૪૭૦મા વર્ષે વિક્રમ રાજા થયો.

હવે જૈન કાલગણના શું કહે છે તે જોઇએ–"વિવિધતીર્થકલ્પ" અને 'વિચારશ્રેણિ'કાર જણાવે છે કે, "જે રાત્રિએ ભગવાન મહાવીર નિર્વાણ પામ્યા તે જ રાત્રિએ અવંતીનો ચંડપ્રદ્યોત રાજા મરણ પામ્યો. તેની પછી તેનો પુત્ર પાલક ગાદીએ આવ્યો. પાલકનું રાજ્ય ૬૦, નવનંદોનું રાજ્ય ૧૫૫, મૌર્યોનું ૧૦૮, પુષ્યમિત્રનું ૩૦, બલમિત્ર–ભાનુમિત્રનું ૬૦, નભોવાહનનું ૪૦, ગર્દભિલ્લનું ૧૩, અને શકોનું ૪ વર્ષ–કુલે મહાવીર નિર્વાણથી ૪૭૦ વર્ષો વીત્યા પછી વિક્રમાદિત્યનું રાજ્ય થયું.

"ગર્દભિલ્લના પુત્ર વિક્રમાદિત્યે ઉજ્જૈનીના રાજાનું રાજ્ય પ્રાપ્ત કરી સુવર્ણપુરુષની સિદ્ધિ વડે પૃથ્વીને ઉઋણ–દેવામાંથી છોડાવી અને વિક્રમસંવત્સર (ઉપર્યુક્ત ગણતરી મુજબ વીરનિર્વાણથી ૪૭૦ વર્ષે) પ્રવર્ત્તાવ્યો."

શ્રીભદ્રેશ્વરની "કથાવલી"માં ઉલ્લેખ છે કે, "ગર્દભિલ્લ પછી ઉજ્જૈનીના રાજ્યાસન પર કાલકસૂરિના ભાણેજો બલમિત્ર ભાનુમિત્રનો અભિષેક થયો."

"તિત્થોગાલીપર્યન્નય"ની કાલગણુનામાં "બલમિત્ર જ વાસ્તવમાં સંવત્સર સંબંધિત વિક્રમાદિત્ય છે" એમ જણાવ્યું છે.

આ સિવાય પ્રાચીન "ચૂર્ણિ"ઓમાં પણ આને પુષ્ટ કરતા ઉલ્લેખો યત્રતત્ર મળી રહે છે.

પુરાતત્ત્વવિદ્ ઉપાધ્યાય શ્રીકલ્યાણવિજયજી ઉપર્યુક્ત "કથાવલી" આદિના ઉલ્લેખોને વાસ્તવિક માની તેની ચર્ચા પોતાના "વીરનિર્વાણસંવત્ ઔર જૈનકાલગણુના" નામના નિબંધમાં વિસ્તારથી આપે છે.

ઉપર્યુક્ત ઉલ્લેખો પરથી જે મુદ્દાઓ તારવી શકાય છે તે આ છે :

૧. વિક્રમાદિત્ય ગર્દભ પછી થયો.

૨. મહાવીરનિર્વાણ અને વિક્રમાદિત્ય વચ્ચે ૪૭૦ વર્ષનું અંતર છે.

૩. યશોધર્મા, કનિષ્ક, સમુદ્રગુપ્ત, ચંદ્રગુપ્ત બીજો, અઝીઝ પ્રથમ, પુષ્યમિત્ર, ગૌતમીપુત્ર સાતકર્ણિ અને બલમિત્ર-ભાનુમિત્રમાંથી કયો રાજા વિક્રમાદિત્ય ઉપાધિધારી હતો ?

૪. વિક્રમસંવત્સરની પ્રવર્તના ક્યારે થઈ.

આ મુદ્દાઓ પૈકી પ્રથમના બે મુદ્દાઓ માટે જૈન સાહિત્યની લગભગ સમગ્ર પરંપરા એકમત છે કે ગર્દભ પછી એટલે વી. નિ. સં. ૪૭૦ વર્ષે વિક્રમાદિત્ય થયો અને તેણે વિક્રમ સંવતની પ્રવર્તના કરી.

ત્રીજા અને ચોથા મુદ્દા પરત્વે જ વિદ્વાનોમાં વિવાદ છે. સમુદ્રગુપ્ત જેનો સમય વિ. સં. ૩૬૨ થી ૪૩૭નો, ચંદ્રગુપ્ત બીજો—જેનો સમય વિ. સં. ૪૩૭થી ૪૭૦નો અને યશોધર્મા—જેનો સમય વિ. સં ૫૪૭ થી ૫૭૭નો છે તેમાંથી કોઈપણ વિક્રમ સંવત્સર પ્રવર્તક હોઈ ન શકે. કેમકે એમનો સમય જ ચોથી પાંચમી અને છઠ્ઠી શતાબ્દિનો છે. વળી ગુપ્ત રાજાઓએ તો પોતાનો સંવત્સર જ ચાલુ કર્યો હતો. કનિષ્ક, પુષ્યમિત્ર અને અઝીઝ પહેલા માટે કોઈ પ્રબળ પુરાવાઓ નથી. પરંતુ ફક્ત બે જ વ્યક્તિઓના ઉલ્લેખો પ્રબલ પુરાવાઓ સાથે આપણી સમક્ષ રહે છે. જેમાંનો એક-જેમણે ભારતીય ઐતિહાસિક કાળની ઘટનાઓનો ઊંડા સંશોધન અને ગવેષણા પછી ક્રમબદ્ધ યોજવાને ભારે જહેમતથી પુરાતત્ત્વવેત્તાઓમાં પુરોગામી તરીકેની પ્રસિદ્ધિ મેળવી છે તે શ્રીકાશીપ્રસાદ જાયસવાલ છે અને બીજા—જેમણે જૈન-સાહિત્યમાંના આગમ, ભાષ્યો, ચૂર્ણિઓ, પ્રબંધો અને કથાનકોની લગભગ સમગ્ર પરંપરાનો અને ભારતીય વિવિધ ઘટનાઓનો અભ્યાસ કર્યો છે તે પુરાતત્ત્વવિદ્ ઉપાધ્યાય શ્રીકલ્યાણવિજયજીનો છે. પ્રથમના વિદ્વાને અનેક પુરાવાઓથી આંધ્રના સાતવાહનવંશીય ગૌતમીપુત્ર સાતકર્ણિને વિક્રમાદિત્ય તરીકે સિદ્ધ કર્યા છે[1] જ્યારે બીજા વિદ્વાને વિક્રમાદિત્ય તરીકે બલમિત્રને રજૂ કર્યા છે.[2]

બંને વિદ્વાનોના પુરાવાઓમાં શ્રીજાયસવાલનો મત ઐતિહાસિક મુશ્કેલીઓ વિનાનો હોય એમ લાગતું નથી. ગૌતમીપુત્રને વિક્રમાદિત્યનું બિરુદ પ્રાપ્ત થયું હોય એવો કોઈ પ્રબલ પુરાવો નથી અને કાલગણુનાની દૃષ્ટિએ વિક્રમાદિત્ય સાથેની સંગતિ બેસતી પણ નથી, જે આગળ જણાવાશે અને તેથીજ શ્રીકલ્યાણવિજયજીએ નિરૂપેલા બલમિત્ર-ભાનુમિત્ર જ સાચા વિક્રમાદિત્ય હોય અને તેમણે જ વિક્રમ સંવત્સરની પ્રવૃત્તિ શરૂ કરી હોય એ વધુ સંભવિત અને શક્ય લાગે છે. ખાસ કરીને વિક્રમ સંબંધે જે કથાનકો મળે છે અને તેના સૌથી પ્રથમ અને વધુ ઉલ્લેખો જૈનોના ગ્રંથોમાં જ નજરે પડે છે, તેથી જૈનોનો તેની પ્રતિનો પક્ષપાત તેના જૈન હોવાનો પુરાવો આપે છે. અહીં એના ઉલ્લેખો આપી વિસ્તાર કરવો ઉચિત નથી.

1 Problem of Saka-Satavahana History.
The Journal of the B. & O. Research Society 1930, Vol. XVI Part 3 & 4.

૨ वीरनिर्वाणसंवत् और जैनकालगणना—नागरी प्रचारिणी पत्रिका भाग. १०—११

હવે બલમિત્ર–ભાનુમિત્રને શા ઉપરથી વિક્રમાદિત્ય કહેવામાં આવે છે તે જોઈએ.

શ્રીકલ્યાણવિજયજી કહે છે કે, બલમિત્ર જ જૈનોનો વિક્રમાદિત્ય છે. કેમકે 'બલ' અને 'વિક્રમ' શબ્દ એકાર્થક છે અને 'મિત્ર' તથા 'આદિત્ય' શબ્દ પણ સમાનાર્થક છે. તેથી બલમિત્ર કહો કે વિક્રમાદિત્ય બંને શબ્દોનો અર્થ એક જ છે પરંતુ મારું માનવું છે કે, બલમિત્ર–ભાનુમિત્ર ઉજ્જૈનીના સિંહાસને આરુઢ થતાં શકો પરના વિજયની યાદગારમાં બંને ભાઈઓના નામનું સમાનાર્થવાચી એક નામ વિક્રમાદિત્ય તેમણે પ્રચલિત કર્યું. કેમકે બલ અને ભાનુ ક્રમશઃ વિક્રમ અને આદિત્યવાચી છે (બલ+ભાનુ=વિક્રમ+આદિત્ય=વિક્રમાદિત્ય) આથી ભરુચમાં રાજ્ય કરતા હતા ત્યાં સુધી તેઓ બંને બલમિત્ર–ભાનુમિત્ર એ પ્રકારે બે નામપૂર્વક ઉલ્લેખાયા છે. પણ ઉજ્જૈનીની ગાદીએ આવતાં જ્યાં ત્યાં વિક્રમાદિત્યના નામથી જ તેમની ઘટનાઓના ઉલ્લેખો થયા છે. વળી જેઓ પ્રથમથી જ ભાનુમિત્ર કહેતા–લખતા આવ્યા છે તેમને આ નવું નામ વ્યવહારમાં લેતાં કૃત્રિમતા લાગી હોય તો તે જ નામે ઉલ્લેખ્યા હોય પણ પાછળના લેખકોએ તો તેમને વિક્રમાદિત્ય નામે જ આલેખ્યા છે. આ રીતે બંને નામોની સંગતિ બેસી રહે છે. તેમણે શકોને પરાસ્ત કરેલા હોવાથી 'શકારિ' તરીકે આ જ વિક્રમાદિત્ય કહેવાયા હશે, અને પરદેશી સત્તાની ગુલામીમાંથી છૂટેલા માલવોએ એ વિજયની યાદમાં પોતાનો જે સંવત્સર શરૂ કર્યો તે ભાનુમિત્રે તેને વિક્રમાદિત્યના નામ પર ચઢાવી દીધો હોય એ સંભવિત અને યુક્ત લાગે છે.

પ્રાચીન 'ચૂર્ણિ'ઓ અનુસાર સાતવાહનની ચઢાઈઓના સમયે ભરુચમાં નહવાન રાજા હતો,[1] જે બલમિત્ર–ભાનુમિત્રનો ઉત્તરાધિકારી નભઃસેન કે નભોવાહનના નામે જૈન કાલગણનામાં ઉલ્લેખાયેલ છે. આથી શ્રીજાયસવાલે જે નહપાનને હરાવનાર ગૌતમીપુત્ર સાતકર્ણિને વિક્રમાદિત્ય તરીકે કલ્પ્યો છે તે ઘટના કાલગણનાની દૃષ્ટિએ બલમિત્ર ભાનુમિત્રના ઉત્તરાધિકારી સાથે સંગત થાય છે અને તેથી ગૌતમીપુત્ર સાતકર્ણિની વિક્રમાદિત્ય તરીકેની સંગતિ બંધબેસતી નથી. જો કે બલમિત્ર–ભાનુમિત્રનો સમય જે 'વિચારશ્રેણિ' અને 'વિવિધતીર્થકલ્પ'માંની પ્રચલિત જૈનકાલગણનાપદ્ધતિ અનુસાર નિર્વાણથી ૩૫૪ થી ૪૧૩ સુધીનો આવે છે. આથી બીજી ઘટનાઓ સંગત થઈ શકતી નથી પરંતુ એ સમયમાં શ્રીકલ્યાણવિજયજીએ સંશોધન કર્યું છે તે યથાર્થ લાગે છે. કેમકે મૌર્યકાળમાંથી પર વર્ષો છૂટી જવાથી ૧૬૦ ના સ્થાનમાં કેવળ ૧૦૮ વર્ષો જ પ્રચલિત ગણનાઓમાં લેવામાં આવ્યાં છે. આથી બાવન વર્ષો ઓછાં થઈ જવાથી બલમિત્રઆદિનો સમય અસંગત બની જાય છે, જે આ સંશોધન પછી એનો મેળ આવી રહે છે, જે આપણે હવે જોઈએ.

હવે વિક્રમાદિત્ય અને આર્યકાલકના સમયની પરિસ્થિતિ અને કાલગણનાની સ્થૂલ ક્રમયોજના આલેખી દેવી જરૂરી છે.

સંપ્રતિ પછી મૌર્ય સત્તા નબળી પડવા લાગી અને તેમનું સામ્રાજ્ય ધીમે ધીમે તૂટવા લાગ્યું તે સમયે ભારતવર્ષના ચારે મંડળોમાં નવી શક્તિઓ પોતાનું જોર અજમાવી રહી હતી. ઉત્તરાપથમાં પરદેશીઓ–પાર્થિયન, શકો અને બલખના યૂનાનીઓનાં ટોળાં પશ્ચિમમાં સિંધ અને માળવા સુધી ફેલાવા માંડયાં હતાં, દક્ષિણમાં આંધ્રોની સત્તા પ્રબળ બનતી હતી અને કલિંગમાં ખારવેલની સત્તાના મધ્યાહ્ને મગધના શુંગવંશી પુષ્યમિત્રનો અમલ પૂરો થવા આવ્યો હતો ત્યારે લાટ દેશના ભૃગુકચ્છ (ભરુચ)માં બલમિત્ર ભાનુમિત્રનો રાજ્યાભિષેક થયો. શ્રીકલ્યાણવિજયજીએ બલમિત્ર–ભાનુમિત્રનો રાજકાળ ૪૧૪ થી ૪૭૩ સુધીનો નક્કી કર્યો છે જ્યારે ડો. શાંતિલાલ શાહ કનિષ્ક સુધીની રાજકાળની ગણનામાં બલમિત્ર–ભાનુમિત્રનો રાજ્યાભિષેક વીર નિ. સં. ૪૦૬–૪૧૦નો કલ્પે છે. અર્થાત્ ભગવાન મહાવીરના નિર્વાણ પછી પાલકનાં ૬૦ વર્ષો, નવ નંદોનાં ૧૫૦ (વી. નિ. સં. ૨૧૦), મૌર્યોનાં

---

[1] आवश्यकचूर्णि पृ० २०० अने कल्पचूर्णि पृ० १८.

૧૬૦ (વી. નિ. સં. ૩૭૦) અને પુષ્યમિત્રનાં ૩૫ (વી. નિ. સં. ૪૦૫) વીત્યા પછી ચાર પાંચ-વર્ષે એટલે (વી. નિ. સં. ૪૦૯-૪૧૦માં બલમિત્ર-ભાનુમિત્ર ભરુચમાં ગાદીએ બેઠા. અને વી. નિ. સં. ૪૭૦ સુધી તેણે ભરુચ અને ઉજ્જૈનમાં રાજ્ય કર્યું. આ સમય દરમ્યાન વી. નિ. સં. ૪૪૦માં ગર્દભ, જે દર્પણના નામે પણ પ્રસિદ્ધ હતો તેણે તેર વર્ષો સુધી માળવા પર રાજ્ય કર્યું અને તેણે સાધ્વી સરસ્વતીનું વી. નિ. સં. ૪૫૨ માં અપહરણ કર્યું. આ યવન રાજા સામે થવાની તે વખતે કોઇ હિંદુ રાજામાં શક્તિ નહોતી તેથી કાલકસૂરિ તેની સામે ઝૂમી શકે તેવા શકોને લઈ આવ્યા. શકોએ આવીને સિંધ પછી સૌરાષ્ટ્રનો અધિકાર હાથમાં લીધો અને પછી ઉજ્જૈનીને વી. નિ. સં. ૪૫૩માં સર કરી માલવા ઉપર રાજ્ય કર્યું. આ દરમિયાન શક-મંડલિકો અને અધિકારી પુરુષોએ શક-રાજવીનો સાથ છોડી દીધો હોવાથી તેની સત્તા ઘટી ગઇ હતી.[1]

આ સ્થિતિનો લાભ લઇ બલમિત્ર-ભાનુમિત્રે માલવપ્રજાને પરદેશી સત્તામાંથી છોડાવ્યાની યાદગિરીના પ્રતીક તરીકે સંવત્સરની શરૂઆત થઇ. પ્રો. રેપ્સન ઠીક જ કહે છે કે,

"The foundation of an era must be held to denote the successful establishment to the new power rather than its first beginning or downfall of any"[2]

એ સંવત્સરની શરૂઆત માલવોની સ્વતંત્રતા પ્રાપ્તિના કારણે પ્રથમ માલવગણ સંવત્ નામે થઇ ત્યારે બલમિત્ર-ભાનુમિત્રનાં રાજકાળનાં ૬૦ વર્ષો પણ તેમાં જોડી દઈને સંભવતઃ બલમિત્રના મરણ પછી ભાનુમિત્રે બંને ભાઈઓના સંયુક્ત નામે તે સંવત્સરને વિક્રમાદિત્યના નામે પ્રચલિત કર્યો હશે. જે તેર વર્ષ પછી શરૂ થયો.

આ પ્રાચીન ગાથા એનું પ્રમાણ આપે છે કે,

"विक्कमरज्जाणंतर, तेरसवासेसु वच्छरपवित्ती ।
सुन्न-मुणि-वेयजुत्तो, विक्कमकालाओ जिणकालो ॥"

અર્થાત્—વિક્રમના રાજ્ય પછી તેર વર્ષે સંવત્સરની પ્રવૃત્તિ થઇ. વિક્રમ કાલથી જિન (વીર નિર્વાણ) કાળને ૪૭૦ વર્ષનું અંતર છે.

આથી જણાય છે કે માલવગણ સંવત્ ૧૩ વર્ષ ચાલ્યા પછી એ નામને ભાનુમિત્રે વિક્રમ સંવત્સરમાં ફેરવી વી. નિ. સં. ૪૭૦ થી તેની શરૂઆત કરી. અને તેણે જ એવા વિજયી અને યશસ્વી કાર્યો કર્યાં હશે જેથી તેની ખ્યાતિ સર્વત્ર ફેલાઇ ગઈ. ભાનુમિત્રનો એક સિક્કો માલવા જિલ્લામાંથી મળી આવ્યો છે[3] તેથી એ આ હકીકતને સમર્થન મળી રહે છે.

બલમિત્ર-ભાનુમિત્ર કોના પુત્ર હતા એ જાણવું મુશ્કેલ છે. "અગ્નિપુરાણ"માં કહ્યું છે કે, "ગર્ધરૂપનો પુત્ર વિક્રમાદિત્ય માળવાનો રાજા થશે." પરંતુ ગર્દભ તો યવન રાજા છે જ્યારે બલમિત્ર-ભાનુમિત્ર હિંદુ રાજવી છે. ડૉ. શાંતિલાલ શાહ તે બંનેને શુંગવંશીય (બ્રાહ્મણો) પુષ્યમિત્રના પુત્રો હોવાની સંભાવના કરે છે. જ્યારે કાલિકાચાર્યના ભાણેજ હોવાની કથાઓની હકીકતથી તેઓ ક્ષત્રિય ઠરે છે. આ એક કોયડો છે. છતાં વિક્રમાદિત્યનાં પરોપકારી કાર્યો તેમના હિંદુત્વનું સમર્થન કરવા માટે પૂરતાં ઠરે છે.

વિક્રમાદિત્ય કયો ધર્મ પાળતો હશે એ કંઇ જાણી શકાતું નથી. પણ વિક્રમાદિત્યના રાજ્યમાં આર્ય કાલક, ખપુટાચાર્ય અને જીવદેવસૂરિ જેવા મહાવિદ્વાન આચાર્યો વિહરતા હતા અને બલમિત્ર-ભાનુમિત્ર

---

૧ જુઓ; 'વ્યવહારચૂર્ણિ'ના દશમ ઉદ્દેશ'નો સંદર્ભ. આ સંગ્રહનું પૃષ્ઠ ૪ ( સંદર્ભ ૪ ).
૨. Coins of the Andhra Dynesty-Preface P. 162
૩. Cunnigham, Coins of Ancient India P. 67,70.

કાલકાચાર્યના ભાણેજો થતા હોવાથી માતૃધર્મની અસર તળે આવી જૈનધર્મી બન્યા હશે. જો કે પાછળના જૈન લેખકોએ વિક્રમાદિત્ય માટે બતાવેલો પક્ષપાત તેના જૈનધર્મી હોવાના પુરાવારૂપ છે, છતાં સંપ્રતિ કે કુમારપાળ જેવા પરમાર્હત તેમને કહેવા જેટલી જૈનધર્મ પ્રતિની તેમની કર્તવ્યનિષ્ઠાની કોઈ ઘટના ઉલ્લેખાયેલી ક્યાંઈ જોવાતી નથી. ઊલટું તેમના દુર્વ્યવહારથી કાલિકાચાર્યને વર્ષાકાળમાં જ ઉજ્જૈનીથી વિહાર કરી જૈન રાજવી સાતવાહનની રાજધાની પ્રતિષ્ઠાન (પૈઠણ)માં જઈને ચતુર્થી પર્યુષણા પર્વ વી. નિ. સં. ૪૫૭ થી ૪૬૫ વચ્ચે કરવું પડયું હતું. આ ઘટના આપણને એમ માનવા પ્રેરે છે કે, બલમિત્ર-ભાનુમિત્રે કાલિકાચાર્યના નિર્વાસન પછી સર્વ સાધારણ લોકહિતનાં કાર્ય કરવા માંડયાં હશે અને તેથી જૈનેતરોએ પણ વિક્રમાદિત્યની પ્રશસ્તિનાં કવિતો અને ઘટનાઓ રચી કાઢી હશે; જે "ગાથા-સપ્તશતી," "કથાસરિત્સાગર" વગેરેમાં સંગ્રહાઈ રહી છે.

તેના વંશમાં સંતાન આદિનો કોઈ ઉલ્લેખ મળતો નથી પણ તેના ઉત્તરાધિકારી તરીકે નભોવાહન કે નભ:સેનનું નામ મળે છે, તે તેનો શું સંબંધી થતો હશે તે જાણી શકાતું નથી. ઉજ્જૈનીની ગાદીએ આવતાં વિક્રમાદિત્યે આ નભોવાહનને ભરુચનો મંડલિક બનાવ્યો હશે અને તેથી જ "આવશ્યકચૂર્ણિ" અને "કલ્પચૂર્ણિ"માં આવતા 'સાતવાહનની ચઢાઈ વખતે ભરુચમાં નહવાહન (નહપાન) રાજા હતો' એ ઉલ્લેખનો અંકોડો મળી રહે છે.

કાલિકાચાર્યની ક્રાંતિકારી પ્રવૃત્તિઓથી માની શકાય કે, વિક્રમસંવત્સરની પ્રવૃત્તિ પણ તેમની જ પ્રેરણાનું ફળ હશે અને તેથી જ જૈનોએ આ સંવત્સરને ખૂબ અપનાવ્યો હશે. કોઈ વિદ્વાને કહ્યું છે કે,

Vikram Samvat is used by the jains only and was first adopted by the kings of Anhilpattan.[૧]

એજ વાતને ટેકો આપતાં ડૉ. ભાઉ દાજી કહે છે કે—

I believe that the era (Vikrama) was introduced by the Buddhist or rather the Jains.[૨]

ઉપર્યુક્ત કથન મુજબ અને આજના પ્રચલિત વ્યવહારથી જૈનોએ આ રાષ્ટ્રીય સંવત્સર પ્રવર્તાવવામાં મહત્ત્વનો ફાળો આપ્યો હોય એમ લાગ્યા વિના રહેતું નથી.

### ૫. આર્ય કાલકની અવશેષ કીર્તિ:

કાલકસૂરિની વિવિધ ઘટનાઓ જોઈ તે ઉપરથી આપણે તેમને એ સમયના એક યુગપ્રવર્તક ક્રાંતિકારી પુરુષ તરીકે ઓળખાવી શકીએ. તેમની બધી પ્રવૃત્તિઓ આગળ પડતી હતી, છતાં એ તેમના સંયમ અને જ્ઞાનાબ્ધિની ગંભીરતા વટાવી શકી નહોતી. જ્ઞાનમાર્ગમાં તેમણે સિદ્ધાંત સૂત્રોના પદ્યબંધ અનુવાદરૂપ 'ગંડિકાનુયોગ' પ્રવર્તાવ્યો હતો. આજીવકો પાસેથી તેમણે નિમિત્ત વિષયનું જ્ઞાન લઈ શકોને મુગ્ધ કર્યા હતા અને લૌકિકવિષયક 'કાલકસંહિતા'ની રચના કરી હતી, જેનો ઉલ્લેખ વરાહમિહિરે કર્યો છે. એ સિવાય 'પ્રથમાનુયોગ' પણ રચ્યો હતો. તેમાં તેમણે ચક્રવર્તી, વાસુદેવોના પૂર્વભવો તથા ચરિત્રોનું વર્ણન કર્યું છે. સંભવ છે કે, 'નંદીસૂત્ર'માં જે મૂળ પ્રથમાનુયોગ અને ગંડિકાનુયોગનું વર્ણન આપ્યું છે તે તેમની કૃતિઓ હશે.[૩]

સૌથી ધ્યાન ખેંચે તેવું ક્રાંતિકારી પગલું ભર્યું તે ચતુર્થી-પર્યુષણા માટેનું હતું, પર્યુષણાના આ પ્રકારના ફેરફારમાં કોઈ ગીતાર્થે પણ બારમી શતાબ્દિ સુધી વાંધો ઉઠાવ્યો નહોતો. વિ. સં. ૧૧૫૬ માં

---

૧. Cronological problems P. 63.

૨. Journal Bombay Branch-Royal Asiatic Society. Part 8. P. 233.

૩. જુઓ: શ્રીકલ્યાણવિજયજીનો 'આર્ય કાલક' નામનો નિબંધ "દ્વિવેદી અભિનંદન ગ્રંથ."

ચંદ્રપ્રભ નામના આચાર્યે આ પ્રવૃત્તિ સામે પહેલવહેલો વિરોધ ઉઠાવ્યો. તેમણે પંચમીએ પર્યુષણા અને પૂર્ણિમાએ પાક્ષિક પ્રતિક્રમણ કરવાનું ફરીથી શરૂ કર્યું. આ રીતે તેમણે પોતાનો સાર્ધપૂર્ણિમા પક્ષ સ્થાપ્યો.

એ સિવાય તેમણે સુવર્ણભૂમિમાં જઈ પોતાના પ્રશિષ્ય સાગરને અનુયોગ આપ્યો હતો. આ ઘટના અને ગર્દભિલ્લોચ્છેદવાળી ઘટનાથી તેમના વિહારક્ષેત્રનો પણ ખ્યાલ આવી શકે તેમ છે. તેમનો શિષ્ય સમુદાય વિશાળ હશે એમા શંકા જેવું નથી. તેમનો કયારે સ્વર્ગવાસ થયો તે જાણી શકાતું નથી પણ વી. નિ. સં. ૪૬૫ પછી સ્વર્ગસ્થ થયા હોય એમ લાગે છે.

અંતે:

જૈન સમાજમાં પ્રાચીન સમયથી આજસુધી લોકભોગ્ય થયેલી આર્ય કાલકની કથાઓનો આ સંગ્રહ એ સમયના ભારતીય ઇતિહાસ સામાજિક સ્થિતિ, જૈન સિદ્ધાંતની કડક આચારનીતિ અપવાદમાર્ગનું શરણુ, પર્વ દિવસોની માન્યતા, શિથિલ સાધુઓને પ્રબોધવાના ઉપાય તેમજ શ્રુતજ્ઞાનની હીયમાન સ્થિતિ વગેરે વિષયો ઉપરનાં દૃષ્ટિબિંદુઓ રજૂ કરે છે.

કાલિકાચાર્યની કથા જૈન સંઘ સાથે સંબંધ ધરાવે છે તેટલી જ રાજકીય પ્રશ્નો સાથે પણ સંકળાયેલી છે. વિક્રમસંવત્સર પ્રવર્ત્તક રાજવીના વિષયમાં આજસુધી જે વિદ્વાનોએ અથાક પ્રયત્ન કર્યો છે અને જેનો તાગ હજીએ આવ્યો નથી–તેની એક વિપુલ સામગ્રી જૈનોના વિશાળ કથાભંડોળમાં ભરેલી પડી છે જેને એકત્રિત કરીને તે વિદ્વાનો આગળ ફરી નવેસરથી વિક્રમાદિત્યને શોધી કાઢવા મૂકવામાં આવે છે. એટલું સૂચવવું અગત્યનું છે કે, વિક્રમાદિત્ય વિશેનું ખેડાણ જૈનોએ જેટલું કર્યું છે તેટલું વર્ણન ભારતીય કોઈ પણ પૌરાણિક સામગ્રીમાંથી આપણને જોવા મળતું નથી. છતાં સૌ કોઇ પૌરાણિક કે જૈન કથા 'આ જ વિક્રમાદિત્ય એમ નિર્ણીત સ્વરૂપે ઉચ્ચારતું નથી. અને તેથી જ આપણા ઇતિહાસ વિશારદો આગળ મોટી મુશ્કેલી ઊભી થતાં અનુમાનના આધારે નિર્ણયો કરવા પડયા છે. કથાઓના આધારે ઐતિહાસિક પુરાવાઓનું જ્યાં સુધી સમર્થન મેળવી શકાયું ત્યાં સુધી મારું દૃષ્ટિબિંદુ રજૂ કર્યું છે. એની સફળતા કેટલી તેનો આંક તદ્વિદો ઉપર છોડું છું.

આભાર:

અગાઉ હું પં. અમૃતલાલ મોહનલાલ અને શ્રીસારાભાઈ મણિલાલ નવાબે મારા આ સંપાદન કાર્યમાં આપેલી મદદ અંગે જણાવી ચૂકયો છું. શ્રી સારાભાઇએ સંપાદન માટે મને આપેલી આ તક માટે અને આ પ્રકાશનને સચિત્ર બનાવી આ સ્વરૂપે મૂકવા માટે ફરી તેમનો આભાર માનું છું. મારા સહૃદયી મિત્રો પં. રતિલાલ દીપચંદ દેસાઈ અને પં. બાલાભાઈ વીરચંદ દેસાઈ (જયભિખ્ખુ) એ સવિશેષ પ્રેરણા આપી ઉત્સાહિત કર્યે રાખ્યો છે તે માટે એમનો અને આ ઉપોદ્ઘાતમાં મોટે ભાગે ઉપા. શ્રીકલ્યાણવિજયજી મહારાજશ્રીના પ્રકાશિત સાધનોનો તેમજ તે તે વિદ્વાનોના ગ્રંથોનો આધાર લીધો છે તેમનો પણ આભાર માનવાની તક લઉં છું.

આ સંપાદનમાં મતિવિકલ્પ કે દૃષ્ટિદોષથી કંઈ પણ અસંગત હોય તે તરફ વિદ્વાનો મારું ધ્યાન દોરે તો આભારી થઇશ.

૧. ૧ ''૪૯
દહેગામ
( એ. પી. રેલ્વે )

અંબાલાલ પ્રેમચંદ શાહ

# ચિત્રવિવરણ

## Plate I

ચિત્ર ૧ : (૧) ગુણાકરસૂરિનો શ્રાવકોને ઉપદેશ. (૨) સાધ્વીઓનો શ્રાવિકાઓને ઉપદેશ. સારાભાઈ નવાબના સંગ્રહની. કલ્પસૂત્ર અને કાલિકાચાર્યકથાની તાડપત્રની ચૌદમા સૈકાના અંત સમયની સુંદરતમ દસ ચિત્રોવાળી હસ્તપ્રતમાંથી આ ચિત્ર અત્રે રજૂ કરવામાં આવે છે.

ચિત્રના ઉપરના ભાગમાં ચિત્રની જમણી બાજુએ સુવર્ણસિંહાસન ઉપર ડાબો હાથ ઢીંચણ ઉપર રાખીને તથા જમણા હાથમાં મુહપત્તિ રાખીને સામે બેઠેલા બે મહર્દ્ધિક શ્રાવકોને ઉપદેશ આપતાં ગુણાકરસૂરિ બેઠેલા છે. ગુણાકરસૂરિની પાછળ ઊભેલો શિષ્ય ઉંચા કરેલા ડાબા હાથમાં પકડેલા કપડાંથી ગુણાકરસૂરિની સુશ્રુષા કરે છે. ચિત્રના ઉપરના મધ્યભાગમાં સુંદર ચિત્રાકૃતિવાળો ચંદરવો લટકે છે. ગુણાકરસૂરિ અને શ્રાવકોની મધ્યમાં સ્થાપનાચાર્ય (ઠવણી) છે. ચિત્રની ડાબી બાજુએ આચાર્યની સામે બંને હાથ જોડીને ઉપદેશ સાંભળવા બેઠેલા બંને શ્રાવકોના માથાના મુગટો, કાનના કર્ણફૂલો અને ગળામાંના રત્નજડીત હારો તેમની મહર્દ્ધિકપણાની સાક્ષી પૂરે છે. બંને શ્રાવકોએ પહેરેલાં રેશમી વસ્ત્રોની અંદર વણેલી આકૃતિઓ, ગુજરાતની ચૌદમા સૈકાની કાપડકળાની આબેહૂબ રજૂઆત કરે છે.

ચિત્રના અનુસંધાને, નીચેના ભાગની જમણી બાજુએ સફેદ વસ્ત્રો પહેરેલી બે સાધ્વીઓ છે. ચિત્રની ડાબી બાજુએ બંને હાથની અંજલિ જોડીને ઉપદેશ સાંભળવા બેઠેલી ચાર શ્રાવિકાઓ છે. આ ચારે શ્રાવિકાઓના ઉત્તરીય વસ્ત્રની અંદર વણેલી જુદી જુદી ચિત્રાકૃતિઓ ગુજરાતના ચૌદમા સૈકાના પટોળાની ઉત્તમતાની રજૂઆત કરે છે. આ ચિત્રમાં ચિત્રકારે ચાંદીનો ઉપયોગ કરેલો છે.

ચિત્રની એકેએક આકૃતિની રજૂઆત ચિત્રકારની કલારસિકતાનો પૂરાવો આપે છે.

ચિત્ર ૨ : આર્યકાલકનો સાતવાહનરાજાને ઉપદેશ. ઉપરોક્ત ચિત્ર ૧. વાળી પ્રતમાંથી ચિત્રની જમણી બાજુએ સુવર્ણસિંહાસન ઉપર આર્યકાલક બેઠેલા છે. ચિત્રની ડાબી બાજુએ ઉપરના ભાગમાં બંને હાથની અંજલિ જોડીને ઉપદેશ શ્રવણ કરતા સાતવાહન રાજા તથા મંત્રીને અને નીચેના ભાગમાં બેઠેલી બે શ્રાવિકાઓને સામે બેઠેલા આર્યકાલક ઉપદેશ આપે છે. આ ચિત્રમાંના બંને પુરુષો તથા સ્ત્રીઓના વસ્ત્રોની ચિત્રાકૃતિઓ પણ ઉપરના ચિત્ર ૧. કરતાં જુદીજ જાતની છે. ચિત્રના ઉપરના ભાગમાં લટકતા ચંદરવાની ચિત્રાકૃતિઓ પણ સુંદર છે.

ચિત્ર ૩ : ગર્દભિલ્લની શરણાગતિ. સારાભાઈ નવાબના સંગ્રહની. તાડપત્રની ચૌદમા સૈકાની કાલિકાચાર્યકથાની બીજી હસ્તપ્રતમાંથી.

જ્યારે ગર્દભી–ગધેડી ગર્દભિલ્લ રાજા ઉપર મૂત્ર, વિષ્ટા અને લાત દઈને ચાલી જાય છે, ત્યારે આર્યકાલકના કહેવાથી શકસૈન્ય ગઢ તોડીને ઉજ્જૈનીમાં દાખલ થયું. ગર્દભિલ્લ જીવતો પકડાયો. તેને અવળા હાથે બાંધીને આર્યકાલકની સમક્ષ લાવવામાં આવ્યો.

ચિત્રમાં સુવર્ણસિંહાસન ઉપર આર્યકાલક પોતાનો જમણો હાથ ઉંચો કરીને, સામે અવળા હાથે બાંધીને ઊભો રાખેલા ગર્દભિલ્લને તેના દુષ્કૃત્યો માટે ઠપકો આપતાં દેખાય છે. ગર્દભિલ્લની પાછળ સુંદર ફૂલની આકૃતિવાળો વાદળી રંગનો અક્ષો પહેરીને શક–સૈનિક આર્યકાલકની આજ્ઞાની રાહ જોતો ઊભેલો છે. આર્યકાલકની પાછળ શિષ્ય સુશ્રુષા કરતો સિંહાસનની પાછળ ઊભેલો છે. ચિત્રની મધ્યમાં ઉપરની છતમાં સુંદર ચંદરવો બાંધેલો છે.

ચિત્ર ૪ : ગર્દભિલ્લની શરણાગતી. ચિત્ર ૧–૨ વાળી જ પ્રતમાંથી. આ ચિત્ર પ્રસંગ ચિત્ર ૩ ને

હૂબહૂ મળતો છે. આ ચિત્રમાં આર્યકાલકે પહેરેલાં કપડાં ઉપર રૂપેરી શાહીની ચિત્રાકૃતિ છે અને શક–સૈનિકના અશ્વાનો રંગ ઘેરો લીલો છે. ગર્દભિલ્લે પહેરેલું ઉત્તરીય વસ્ત્ર પણ સુંદર ચિત્રાકૃતિવાળું છે, જે ચૌદમા સૈકાની કાપડકળાનો સુંદર નમૂનો છે. ચિત્રની મધ્યમાં ઉપરની છતમાં બાંધેલા ચંદરવાની જુદીજુદી ત્રણ ચિત્રાકૃતિઓ પણ ખાસ પ્રેક્ષનીય છે.

ચિત્ર ૫ : આર્યકાલકનો શિષ્યોને ઉપદેશ. ઉપરોક્ત પ્રતમાંથી જ. ચિત્રમાં ઉંચા કરેલા જમણા હાથમાં મુહપત્તિ રાખીને સામે બેઠેલા શિષ્યને આર્યકાલક ઉપદેશ આપે છે. આ ચિત્રમાં પણ આર્યકાલકના વસ્ત્રમાં રૂપેરીશાહીથી ટપકાં કરીને આકૃતિ રજૂ કરેલી છે. સામે બેઠેલા શિષ્યના ઉંચા કરેલા જમણા હાથમાં મુહપત્તિ છે અને ડાબો હાથ પ્રવચનમુદ્રાએ રાખેલો છે. ચિત્રમાં ઉપરની છતના ચંદરવાના ઉપરના ભાગમાં ત્રણ જુદી જુદી ચિત્રાકૃત્રિઓ રજૂ કરીને ચિત્રકારે પોતાની ચિત્રાકૃતિઓ પરની સિદ્ધહસ્તતા પૂરવાર કરી આપી છે. આ ત્રણ ચિત્રાકૃતિઓ પૈકીની પહેલી ચિત્રાકૃતિમાં સિંહની આકૃતિ સ્પષ્ટ દેખાય છે. ચંદરવાની નીચે મધ્યમાં લટકતા તોરણમાં પણ જુદી ચિત્રાકૃતિ છે.

આ ચિત્રફલકના પાંચે ચિત્રો ગુજરાતની જૈનાશ્રિત ચિત્રકલાના ઉત્તમોત્તમ નમૂના છે.

## Plate II

ચિત્ર ૬ : જૈન સાધ્વીઓ. પાટણના સં. પા. ભંડારની તાડપત્રની ૨૩૪ પાનાની કલ્પસૂત્ર અને કાલકકથાની વિ.સં. ૧૩૩૫ (ઈ.સ. ૧૨૭૮)ની પ્રતમાંથી બે ચિત્રો અત્રે ચિત્ર ૬–૭ તરીકે રજૂ કરવામાં આવ્યાં છે. હવે પછીનાં ચિત્રો ૮–૧૫ની માફક આ ચિત્રો પણ પ્રથમ ‘ કાલકકથા ’ નામના ઈંગ્લિશ પુસ્તકમાં પ્રસિદ્ધ થએલાં છે.

મિ. બ્રાઉન આ ચિત્રને બે સાધુઓના ચિત્ર તરીકે ઓળખાવતા જણાવે છે કે૨ ‘ચંદરવાની નીચે બે શ્વેતાંબર સાધુઓ ઉપદેશ આપતા બેઠેલા છે. દરેકના ડાબા હાથમાં મુખવસ્ત્રિકા–મુહપત્તિ (થૂંક ન ઊડે તે માટે મુખની આગળ રાખવામાં આવતું વસ્ત્ર) અને જમણા હાથમાં ફૂલ છે. જેમ જમણો ખભો હમેશાં ચિત્ર ૫ ની માફક) ખુલ્લો ઉઘાડો રાખવામાં આવે છે તેને બદલે સારૂં યે શરીર વસ્ત્રથી આચ્છાદિત થએલું છે.’

વાસ્તવિકરીતે મિ. બ્રાઉન જણાવે છે તેમ આ ચિત્ર બે સાધુઓનું નહિ પણ સાધ્વીઓનું છે અને તેથી જ બંનેનું આખું શરીર વસ્ત્રથી આચ્છાદિત થએલું ચિત્રકારે બતાવ્યું છે. તેઓ જે ચિત્ર નં. ૫ નો પુરાવો આપે છે તે ચિત્ર તો સાધુઓનું છે. પ્રાચીન ગુજરાતી ચિત્રકારોએ હમેશાં જૈન સાધુઓનાં ચિત્રોમાં એક ખભો ખુલ્લો અને સાધ્વીઓનાં ચિત્રોમાં સારૂં યે શરીર વસ્ત્રથી આચ્છાદિત રાખવાનો નિયમ પરંપરાએ સાચવ્યો છે. બીજું મિ. બ્રાઉન જણાવે છે કે ‘બંનેના જમણા હાથમાં ફૂલ છે’ તે તેઓની માન્યતા તો જૈન સાધુ–સાધ્વીઓના રીતરિવાજોની અજ્ઞાનતાને આભારી છે, કારણકે ત્યાગી એવાં જૈન સાધુ–સાધ્વીઓને સચિત દ્રવ્યને ભૂલથી–અજાણ્યે પણ અડકી જવાય તો તેને માટે ‘નિશીથચૂર્ણિ’ ‘સાધુસમાચારી’ વગેરે પ્રાયશ્ચિત્તગ્રન્થોમાં પ્રાયશ્ચિત્ત બતાવેલાં છે. જ્યારે ભૂલથી પણ સચિત દ્રવ્ય–વસ્તુને અડકી જવાય તો પ્રાયશ્ચિત્ત આવે તો પછી વ્યાખ્યાન–ઉપદેશ દેવાના સમયે હાથમાં ફૂલ રાખવાનું સંભવી જ કેમ શકે ?

---

૧ જુઓ-‘The story of Kalaka’ pp. 120 and opp. Fig. 7, 8 on plate no. 3.

૨ જુઓ–Beneath a canopy sit two Svetambar monks preaching. Each has in his left hand the mouth cloth and in his right hand a flower. The robes cover the body fully, instead of leaving the right shoulder bare as usually done ( cf. fig. 5. ).’

—‘The story of Kalaka’ pp. 120

બીજું ખરી રીતે બંનેના હાથ તદ્દન ખાલી જ છે, ફક્ત જમણા હાથનો અંગૂઠો અને તર્જની–અંગૂઠા પાસેની આંગળી—ભેગી કરીને 'પ્રવચનમુદ્રા'એ બંને હાથ રાખેલા છે.[૧]

**ચિત્ર ૭ :** જૈન શ્રમણોપાસિકા–શ્રાવિકાઓ ચિત્ર ૬ વાળી પ્રતમાંના તે જ પાના ઉપર આ બંને શ્રમણોપાસિકાઓ છે. ચિત્ર ૬ વાળી પ્રતમાં ચીતરેલી સાધ્વીઓના ઉપદેશથી આ પ્રત લખાવનાર જ હશે તેમ મારૂં માનવું છે. આજે પણ શ્રાવિકાઓ સાધ્વીઓના ઉપદેશથી કેટલાંયે ધાર્મિક કાર્યો કરે છે. બંને શ્રાવિકાઓ કિમતી–બહુમૂલ્ય વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થઇને બંને હાથની અંજલિ જોડીને ઉપદેશ શ્રવણ કરતી સ્વસ્થ ચિત્તે બેઠેલી છે.

**ચિત્ર ૬** ના સાધ્વીઓના ચિત્રમાં નવા પ્રકારનું ચિત્રવિધાન દૃષ્ટિએ પડે છે. બે પાત્રોને ગોઠવવાની તદ્દન નવીન રીત દેખાય છે. અઘરૂં કામ પણ ઘણી ખૂબીથી પાર પાડ્યું છે. ચિત્ર ૭ નાં સ્ત્રી–પાત્રોની બેસવાની રીત, અલંકારો, વસ્ત્રો અને ખાસ કરીને માથાની સુશોભના સંસ્કાર અને ખાનદાની દર્શાવે છે.

## Plate III

**ચિત્ર ૮ :** લક્ષ્મીદેવી. પાટણના સંઘના ભંડારની 'કલ્પસૂત્ર અને કાલકથા'ની તાડપત્રની વિ. સં. ૧૩૩૬ (ઈ. સ. ૧૨૭૯)ના જેઠ સુદી પાંચમને રવિવારના રોજ લખાએલી તાડપત્રની હસ્તલિખિત પત્ર ૧૫૨ની પ્રતમાંનાં સાતે ચિત્રો ૮ થી ૧૧ અને ૧૫ તરીકે અત્રે રજૂ કરેલાં છે. આ પ્રતના પાના ૧૫૨ ઉપરથી ચિત્રનું કદ ૨×૨ ઇંચ છે. મિ. બ્રાઉન આ ચિત્ર અંબિકાનું છે કે લક્ષ્મીનું તે બાબત માટે શંકાશીલ છે.[૨] આ ચિત્ર લક્ષ્મીદેવીનું છે અને તે બાબતમાં શંકા રાખવાનું કાંઇ જ કારણ નથી. દેવીના ઉપરના બંને હાથમાં વિકસિત કમળ છે.[૩] નીચેનો જમણો હાથ વરદ મુદ્રાએ[૪] છે અને ડાબા હાથમાં બીજોરાનું ફ્લ છે. દેવીના શરીરનો વર્ણ પીળો, કંચુકી લીલી, ઉત્તરાસંગનો રંગ સફેદ, વચ્ચે લાલ રંગની ડિઝાઇન, વસ્ત્રના છેડા લાલ રંગના, ઉત્તરીય વસ્ત્ર–સાડીનો રંગ સફેદ, વચ્ચે કીરમજી–કથ્થાઈ રંગની ડિઝાઇન, અને કમળના આસન ઉપર ભદ્રાસને બેઠક.

પાટણના સંઘના ભંડારની હસ્તલિખિત સંવત ૧૩૪૪ના માગશર સુદી ૨ ને રવિવારના રોજ લખાએલી પ્રતનાં બંને ચિત્રો ૯–૧૦ તરીકે અત્રે રજૂ કરેલાં છે.

**ચિત્ર ૯ :** બે શ્રાવકો. ચિત્રમાં બે ઊભા રહેલા શ્રાવકો પોતાની સામે કોઇ વ્યક્તિની સાથે વાતચીત કરતા હોય તેવી રીતે એકેક હાથ ઊંચો રાખીને ચિત્રકારે અત્રે રજૂ કરેલા છે. ચિત્રનો કેટલોક ભાગ ઘસાઈ ગએલો હોવા છતાં પણ બંનેની દાઢી બંનેના ખભા ઉપરનું ઉત્તરાસન અને કમ્મર નીચેનું ઉત્તરીય વસ્ત્ર સ્પષ્ટ દેખાય છે. તેરમા સૈકામાં ગુજરાતના ગૃહસ્થો કઇ જાતનાં કપડાં પહેરતા હતા તેનો આબેહૂબ ખ્યાલ આ ચિત્ર આપે છે.

**ચિત્ર ૧૦ :** બે શ્રાવિકાઓ આ ચિત્રમાં ચિત્ર ૯ની માફક બંને શ્રાવિકાઓ ઊભેલી છે અને પોતાની સામેની કોઈ વ્યક્તિની સાથે વાતચીત કરતી હોય તેવી રીતે એકેક હાથ ઊંચો રાખીને ચિત્રકારે અત્રે

---

૧. જુઓ 'પવિત્ર કલ્પસૂત્ર'ની ફુટનોટ ૧૧.

૨. 'Fig. 20: A goddess (Ambika?). from folio 152 recto of the same MS. as Figure 9. A four armed goddess, dressed in bodice, dhoti and scarf sits on a cushion. In her two upper hands she holds lotuses; her lower right possibly holds a rosary; in the lower left an object which I cannot identify.' —'The story of Kalaka.' pp. 120.

૩. 'कमलपउजलंतकरगहिअमुक्कतोयं । –श्रीकल्पसूत्रम्(बारसासूत्रम्)पत्र १४.

४. दक्षिणहस्तमुत्तानं विधायाधः करशाखां प्रसारयेदिति वरदमुद्रा ॥ ४॥' –'निर्वाणकलिका' पत्र ६२

રજૂ કરેલી છે. બંનેના શરીર ઉપર કંચુકી, ખભા ઉપરના વસ્ત્રના ઊડતા છેડા અને કમ્મર નીચેનું ઉત્તરીય વસ્ત્ર સ્પષ્ટ દેખાય છે. આ ચિત્ર તથા ચિત્ર ૭ તેરમાં સૈકાની ગુજરાતની સ્ત્રીઓ કઇ જાતના કપડાં પહેરતી હતી તેનો આબેહૂબ ખ્યાલ આપણને આપે છે.

## Plate IV

**ચિત્ર ૧૧ :** ભગવાન પાર્શ્વનાથ. ચિત્ર ૮ વાળી પ્રત ઉપરથી. ચિત્રમાં પદ્માસનની બેઠકે પ્રભુ પાર્શ્વનાથ બેઠેલા છે. મસ્તક ઉપરની ત્રણ ફણા આ ચિત્ર પાર્શ્વનાથજીનું હોવાની સાબિતી આપે છે.

**ચિત્ર ૧૨ :** ગૌતમસ્વામી. ચિત્ર ૮ વાળી પ્રત ઉપરથી. આ ચિત્રની મધ્યમાં પ્રવચનમુદ્રાએ ભગવાન મહાવીરના પ્રથમ શિષ્ય ગણધરદેવ શ્રીગૌતમસ્વામી સિંહાસન ઉપર બેઠેલા છે. ગૌતમસ્વામીની ગરદનની પાછળ જૈન સાધુનો ઓઘો તથા પ્રવચનમુદ્રા રજૂ કરીને આ ચિત્ર તીર્થંકરનું નહિ પણ સાધુનું છે, તેમ બતાવવા પ્રયત્ન કરેલો છે. સિંહાસનની બાજુએ એકેક સિંહ રજૂ કરીને ચિત્રકારે તેરમા સૈકાના સિંહાસનના શિલ્પનો એક પૂરાવો પૂરો પાડયો છે. આ ચિત્રના જેવું જ એક બીજું ચિત્ર દક્ષિણમાં આવેલા દિગંબર જૈન તીર્થ મુડબદ્રીના એક દિગંબર મંદિરમાં આવેલા તાડપત્રીય હસ્તલિખિત ગ્રંથભંડારમાં આવેલી 'ષટ્ખંડાગમ'ની પ્રતમાં છે. અત્યાર સુધીમાં મારા અખિલ ભારતવર્ષના પ્રવાસમાં આવાં માત્ર બે જ ચિત્રો જોવામાં આવેલાં છે.

**ચિત્ર ૧૩ :** જૈન સાધુ અને શ્રાવક. ઉપર્યુક્ત પ્રતમાંથી જ. આ ચિત્રમાં તથા ચિત્ર ૧૪માં સિંહાસન ઉપર બેઠેલા જૈન સાધુના ડાબા હાથમાં ચિત્રકારે એકેક ફૂલ રજૂ કરેલું છે, તે ચિત્રકારની જૈન સાધુના રીતરિવાજોની અજ્ઞાનતાને આભારી છે. હું અગાઉ ચિત્ર ૬ માં આ બાબતની ચર્ચા કરી ગયો છું. આ ચિત્ર તથા ચિત્ર ૧૪ માંના બંને સાધુનો ડાબો હાથ પ્રવચનમુદ્રાએ રાખેલો છે. આ ચિત્રમાં સાધુની સામે બે હાથ જોડીને બેઠેલો એક ભક્ત–શ્રાવક છે.

**ચિત્ર ૧૪ :** જૈન સાધુ. ઉપર્યુક્ત પ્રતમાંથી જ. આ ચિત્ર બરાબર ચિત્ર ૧૩ ના સાધુને બધી બાબતમાં મળતું જ છે.

**ચિત્ર ૧૫ :** બ્રહ્મશાંતિ યક્ષ. પ્રતના પાના ૧૫૧ ઉપરથી. મિ. બ્રાઉન આ ચિત્રને શક્રેંદ્રના ચિત્ર તરીકે ઓળખાવે છે.[1]

'મનુષ્યના રાજાની માફક શક્રેંદ્રને દાઢીવાળો અને ગાદી ઉપર બેઠેલો ચીતરેલો છે. તેના ઉપરના જમણા હાથમા અંકુશ અને ડાબા હાથમાં એક છત્ર પકડેલાં છે; નીચેના બંને હાથમાં કાંઈપણ નથી. તેણે ધોતી અને દુપટ્ટો પહેરેલાં છે. તેના જમણા પગ નીચે તેનો હાથી છે. ખાલી જગ્યાને ફૂલોથી ભરી દીધી છે.'

## Plate V

**ચિત્ર ૧૬ :** શ્રી મહાવીરપ્રભુ. સારાભાઇ નવાબના સંગ્રહમાંથી. ચૌદમી સદીની તાડપત્રની હસ્તપ્રતના પાનાનું મૂળ કદનું આ ચિત્ર તે સમયની જિનમૂર્તિઓની શિલ્પ રચનાનો સુંદર ખ્યાલ આપે છે. શિલ્પ શણગાર તથા તેની કુદરતી આંખો, મૃદુ–કોમળ છતાં પ્રમાણોપેત હાસ્ય કરતું મુખ, તે સમયના ચિત્રકારોની ભાવ અર્પણ કરવાની શક્તિનો સાક્ષાત પરિચય આપે છે. મૂર્તિની બેઠકની નીચે પબાસણમાં વચ્ચે

---

૧ *'The god Sakra, bearded like a human king, is seated on a cushion. In his upper right hand, he holds the elephant-goad; in the upper left an umbrella; the lower hands are without attributes. He is dressed in dhoti and scarf. Below his right leg is his elephant. Flowers fill in the composition.'*

—'The story of Kalaka' pp. 120

કમળ, બંને બાજુ એકેક હાથી, એકેક સિંહ તથા કિન્નર ચીતરેલા છે, મૂર્તિની આજુબાજુ બે ચામરધારી ઊભા છે, મસ્તકની બાજુમાં એકેક સ્ત્રી ફૂલની માળા લઈને અને તે દરેકની પાછળ ખાલી હાથે ઊભી રહેલી એકેક વ્યક્તિ ચીતરેલી છે. મૂર્તિના મસ્તકની ઉપરના ભાગમાં છત્ર લટકતું છે.

## Plate VI

ચિત્ર ૧૭ : કાલકસૂરિનો ચતુર્વિધ સંઘને ઉપદેશ. પાટણના સંઘના ભંડારની ચિત્ર ૮ વાળી જ તાડપત્રની પ્રતમાંથી. ગુજરાતની જૈનાશ્રિત કલાના આજસુધી પ્રાપ્ત થએલા ચિત્રોમાં આખા પાના ઉપર ચીતરેલું આ પ્રથમ જ ચિત્ર છે. ચિત્રના રંગો કેટલેક ઠેકાણે ઉખડી ગએલા છે. ચિત્ર બે વિભાગમાં વહેંચાએલું છે. ચિત્રની જમણી બાજુએ લાકડાના સુંદર આકૃતિઓવાળા સિંહાસન ઉપર ભદ્રાસનની બેઠકે બેઠેલા કાલિકાચાર્યના બંને હાથમાં ફૂલ છે. આચાર્યની પાછળ ઊભેલા શિષ્યના બંને હાથમાં તાડપત્રનું પાનું છે. આ ચિત્રમાં તથા ચિત્ર નં. ૧૩–૧૪ માંના સાધુના હાથમાં ફૂલની રજૂઆત અને તે પણ સામે બેઠેલા શ્રાવકની હાજરીમાં આપણને વિચાર કરતા કરી મૂકે છે. મારી માન્યતા પ્રમાણે આ ત્રણે ચિત્રોમાં જે ફૂલની રજૂઆત છે, તે સામે બેઠેલા શ્રાવકને તથા ચતુર્વિધ સંઘને કાપડની બનાવેલી ફૂલની આકૃતિ દ્વારા ફૂલમાં પણ જીવ છે અને તેને ચૂંટવાથી તેને પણ દુઃખ થાય છે, એવું કાંઈ સમજાવવાનો આશય છે. ચિત્રની ડાબી બાજુની પાંચ આકૃતિઓ પૈકીની આગળની બે આકૃતિઓ જૈન સાધ્વીની છે. અને પાછળની ત્રણ આકૃતિઓ કાલિકાચાર્યનો ઉપદેશ શ્રવણ કરતી શ્રમણોપાસિકા—શ્રાવિકાઓની છે. આ ચિત્રથી તાડપત્રની કાલકકથાની હસ્તપ્રતોના ચિત્રોનો વિભાગ સમાપ્ત થાય છે.

## Plate VI

ચિત્ર ૧૮ : શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર, પાટણના સંગ્રહની દાબડા નં. ૪૭ નંબર ૮૯૬ ની કાલકકથાની સંવત ૧૪૬૩ ની સાલમાં લખાએલી કાગળ પરની હસ્તપ્રતનું છેલ્લું પાનું.

પાના પર લખેલી ૧૧ લીટીઓ પૈકીની નવમી લીટીમાં આ પ્રત સલખણપુરના રહેવાસી શ્રીશ્રીમાલ જ્ઞાતિના શ્રેષ્ઠિ અમરસિંહના પુત્ર શ્રેષ્ઠિ મુંહગાએ સંવત ૧૪૬૩ માં લખાવ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. કાગળ પર લખાએલી આજ સુધી પ્રસિદ્ધ થએલી કાલકકથાની સચિત્ર હસ્તપ્રતોમાં આ પ્રત સૌથી પ્રાચીન છે.

## Plate VIII

ચિત્ર ૧૯ : ગર્દભી વિદ્યાનો ઉચ્છેદ અને ઉજ્જૈનીનો ઘેરો. ઉપરોક્ત પ્રતમાંથી જ.

ડાબી બાજુએ મધ્યમાં ઉજ્જૈની નગરીનો કાંગરા સહિતનો કિલ્લો છે. તેની અંદર ગર્દભિલ્લ રાજા બેઠેલો છે, તેની આગળ વિદ્યાની સાધના કરવા આહૂતિ આપવા માટે અગ્નિની જ્વાલા સહિતનો અગ્નિકુંડ છે. અગ્નિકુંડની જ્વાલાઓમાં પોતાના જમણા હાથમાં પકડેલા વાસણમાંથી ડાબા હાથમાં પકડેલા આહૂતિ દ્રવ્યોની આહૂતિ આપતો ગર્દભિલ્લ બેઠેલો છે. અગ્નિકુંડની બરાબર ઉપર કિલ્લાની અંદરના ભાગમાં ગર્દભીવિદ્યા ઊભેલી છે, તેનું મોં સામે (કિલ્લાની બહાર) ઊભા રહેલા શક ધનુર્ધારીઓના ધનુષ્યમાંથી છોડેલા બાણોથી ભરાઈ ગએલું છે. નગરના દરવાજાની બહાર ત્રણ શકો હાથમાં પકડેલા ધનુષ્યથી બાણો છોડીને ગર્દભી-ગધેડીનું મોં બંધ કરતા દેખાય છે.

આ પ્રતમાં માત્ર એક જ ચિત્ર છે. ચિત્રની ભોંયનો રંગ સીંદુરીઓ છે.

ચિત્ર ૨૦ : આર્યકાલકનો શિષ્યને ઉપદેશ. લીંબડીની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના ગ્રંથ ભંડારના લિસ્ટ નંબર ૫૭૭ ની કાલકકથાની સંવત ૧૪૭૨ ની સાલની પાંચ ચિત્રો વાળી હસ્તપ્રતમાંથી. વર્ણન માટે જુઓ ચિત્ર નં. ૫ નું આ પ્રસંગને લગતું વર્ણન. આ ચિત્રમાં સિંહાસનની પાછળના

ભાગમાં સુશ્રુષા કરતા શિષ્યના બદલે પોપટની આકૃતિ ચીતરેલી છે અને આર્યકાલક તથા બે હાથની અંજલિ જોડીને સામે બેઠેલા શિષ્યના પહેરેલાં કપડાં સુંદર ચિત્રાકૃતિ સહિત છે.

## Plate IX

**ચિત્ર ૨૧ :** કાલકકુમારનું અશ્વખેલન અને શ્રીગુણાકરસૂરિનો કાલકને ઉપદેશ. સારાભાઈ નવાબના સંગ્રહની સંવત ૧૪૭૩માં ગુજરાતની પ્રાચીન રાજધાની અણહિલપુર પાટણમાં લખાએલી કાગળની હસ્તપ્રતના પાના ૨ પરથી.

ચિત્રના નીચેના ભાગમાં ઘોડા ઉપર બેસીને માથે મુગટ તથા શરીર પર વસ્ત્રાભૂષણ પહેરીને કાલકુમાર જંગલમાં જતા દેખાય છે. ઘોડાની આગળ બે પગપાળા સૈનિકો તથા બાજુમાં ત્રીજો સૈનિક હાથમાં ઢાલ અને તલવાર પકડીને કાલકકુમારની સાથે જંગલમાં જતા દેખાય છે.

ચિત્રના અનુસંધાને, ઉપરના ભાગમાં એક વૃક્ષની નીચે શ્રીગુણાકરસૂરિ સામે ઉપદેશ સાંભળવા બેઠેલા કાલકકુમારને પોતાનો જમણો હાથ ઉંચો કરીને ધર્મોપદેશ આપતા દેખાય છે. શ્રીગુણાકરસૂરિ અને કાલકકુમારની વચમાં સ્થાપનાચાર્ય છે. સ્થાપનાચાર્યની ઉપરના ભાગમાં બીજું એક વૃક્ષ છે. ધર્મોપદેશ સાંભળવા બેઠેલા કાલકકુમારની પાછળ પણ ત્રીજું એક વૃક્ષ છે. શ્રીગુણાકરસૂરિ તથા કાલકકુમારના મસ્તકના ઉપરના ભાગમાં તથા બંનેની આજુબાજુ લાલ તથા વાદળી રંગમાં સુંદર વાદળાંઓ ચીતરેલા છે. આ ચિત્રના વૃક્ષો ચૌદમા સૈકાના અંતભાગના તાડપત્રીય ચિત્રોને બરાબર મલતાં આવે છે. ચિત્રમાંની એકેએક આકૃતિની રજૂઆત ચિત્રકારની સિદ્ધહસ્તતા સાબિત કરે છે.

**ચિત્ર ૨૨ :** સાતવાહન રાજા. ઉપરોક્ત પ્રતના પાના ૨૩ પરથી.

ચિત્રના ઉપરના ભાગમાં સુવર્ણ સિંહાસન ઉપર જમણા હાથમાં તલવાર પકડીને તથા ડાબો હાથ ઉંચો કરીને સામે બેઠેલી બે રાણીઓને સાતવાહન રાજા આર્યકાલકે પર્યૂષણાનો કરેલો નિર્ણય કહે છે.

ચિત્રના અનુસંધાને, નીચેના ભાગમાં હર્ષારવ કરતા બે ઘોડાઓ, એક હાથી તથા રાજમહેલમાં પેસવાના પ્રવેશદ્વાર પાસે ઊભેલો દરવાન–પહેરેગીર જોવાનો છે. આ ચિત્ર પ્રસંગ બીજી કોઈપણ કાલિકાચાર્યકથાની હસ્તપ્રતમાં હજુસુધી મલી આવ્યો નથી. આ ચિત્રમાંનો સાતવાહન રાજાનો તથા બે રાણીઓનો સુંદર ચિત્રાકૃતિઓવાળા પહેરવેશ પંદરમા સૈકાની ગુજરાતની કાપડકલાના સુંદર નમૂનાઓ છે.

## Plate X

**ચિત્ર ૨૩ :** વૈરિસિંહ રાજા અને સુરસુંદરી રાણી. ફલોધી ( મારવાડ ) નિવાસી શ્રીમાન્ ફુલચંદજી ઝાબકના સંગ્રહની સંવત ૧૪૭૩માં અણહિલપુર પાટણમાં લખાએલી કાગળની બીજી કાલિકાચાર્યકથાની કાગળની હસ્તપ્રતના પહેલા પાના પરથી.

ચિત્રમાં સુવર્ણ સિંહાસન ઉપર બેઠેલા વૈરિસિંહ રાજા સામે બેઠેલી સુરસુંદરી રાણી સાથે વાતચીત કરતા દેખાય છે. વૈરસિંહ રાજાએ મસ્તકે મુગટ, કાનમાં કુંડલ, ગળામાં હાર, કોણીના ઉપરના ભાગમાં બાજુબંધ તથા હાથના કાંડા ઉપર રત્નજડીત કડાં પહેરેલાં છે. તેની સામે બેઠેલી રાણી સુરસુંદરીએ પણ મસ્તકના પાછળના ભાગમાં અંબોડામાં આભૂષણ, કાનમાં કર્ણફૂલ, ગળામાં હાર, બંને હાથે રત્નજડીત ચૂડીઓ, શરીરના ઉપરના ભાગમાં લીલા રંગની કંચૂકી, સુંદર રંગીન ચૂંદડી વગેરે વસ્ત્રાભૂષણો પહેરેલાં છે. ચિત્રની ઉપરનો ભાગ નાશ પામેલ છે. આ ચિત્રમાં લાલ, કાળો, સફેદ, લીલો, આસમાની, વાદળી, પીળો, કેસરી, ગુલાબી તથા કીરમજી રંગો વપરાએલા છે. તાડપત્રનાં ચિત્રો કરતાં કાગળના ચિત્રોમાં ચિત્રકારની ચિત્રમંજૂષામાં રંગોની વિવિધતા વધતી જતી પ્રત્યક્ષ દેખાય છે.

**ચિત્ર ૨૪ :** સમવસરણ. ઉપરોક્ત પ્રતના છેલ્લા પાના પરનું પ્રથમ ચિત્ર.

સમવસરણની મધ્યમાં તીર્થંકરની પદ્માસનસ્થ મૂર્તિ બિરાજમાન છે. મૂર્તિના મસ્તકે મુગટ, કાનમાં કુંડલ, ગળામાં હાર, હાથ પર બાજુબંધ તથા કડાં સ્પષ્ટ દેખાય છે. મૂર્તિનો વર્ણ સોનેરી હોવાથી શ્રીમહાવીર પ્રભુનું સમવસરણ હોય એમ લાગે છે. સમવસરણના વિસ્તૃત વર્ણન માટે મારા તરફથી ઇ. સ. ૧૯૩૬ માં પ્રસિદ્ધ થએલ "જૈન ચિત્રકલ્પદ્રુમ" નામના ગ્રંથનાં 'ચિત્રવિવરણ' વિભાગમાં ચિત્ર નંબર ૭૨ નું વર્ણન જોવા ભલામણ છે.

**ચિત્ર ૨૫ :** આર્યકાલકનો ચતુર્વિધ સંઘને ઉપદેશ. ચિત્ર નં. ૨૩ વાળી પ્રતના છેલ્લા પાના પરનું બીજું ચિત્ર.

ચિત્રના ઉપરના ભાગમાં સુવર્ણ સિંહાસન ઉપર બેઠેલા આર્યકાલક છે અને તેમની સામે બંને હાથમાં તાડપત્રનું પાનું પકડીને બેઠેલા તેઓના શિષ્ય છે. બંનેની મધ્યમાં સ્થાપનાચાર્ય છે.

ચિત્રની મધ્યમાં બે હાથની અંજલિ જોડીને બેઠેલા બે સાધુઓ તથા બે સાધુઓની સામે બે હાથની અંજલિ જોડીને બેઠેલા શ્રાવકો આર્યકાલકનો ઉપદેશ સાંભળે છે.

ચિત્રના અનુસંધાને, નીચેના ભાગમાં બે હાથની અંજલિ જોડીને બેઠેલી બે શ્રાવિકાઓ આર્યકાલકનો ઉપદેશ શ્રવણ કરતી દેખાય છે. બે શ્રાવિકાઓની સામે બેઠેલી બે સાધ્વીઓવાળો ચિત્રનો ભાગ નષ્ટ થએલો છે.

## Plate XI

**ચિત્ર ૨૬ :** ચિત્ર ૨૩ વાળી પ્રતનું છેલ્લું પાનું. પાનાની અંદર લખેલી ૭ લીટીઓ પૈકીની ત્રીજી લીટીમાં આ પ્રત 'સંવત ૧૪૭૩ના માઘ વદિ ૫ (ગુજરાતી પોષ વદિ ૫)-શનિવારના રોજ શ્રીમદણ-હિલ્લપત્તનમાં શ્રી ખરતરગચ્છ સંઘના માટે લખાવ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ છે, પાંચમી લીટીમાં પ્રતના લેખકનું નામ પં. સાજણ લખેલું છે.

## Plate XII

**ચિત્ર ૨૭ :** વૈરિસિંહ રાજા અને સુરસુંદરી રાણી. ચિત્ર ૨૧ વાળી પ્રતના પહેલા પાના પરથી.

ચિત્ર વર્ણન માટે જુઓ ચિત્ર ૨૩નું આ પ્રસંગનું જ વર્ણન. ચિત્ર ૨૩માં સુરસુંદરી રાણીના મસ્તકની ઉપરના ભાગનો કેટલોક ભાગ નાશ પામેલ હોવાથી આ ચિત્રમાં જે બે સ્ત્રીઓ બેઠેલી દેખાય છે તે, ચિત્ર ૨૩ માં નથી. ચિત્ર ૨૩ કરતાં આ હસ્તપ્રત બહુ જ સારી રીતે સચવાએલી છે.

**ચિત્ર ૨૮ :** આર્યકાલક અને વિક્રમ રાજા ઉપરોક્ત પ્રતના પાના ૧૬ પરથી.

કાલાંતરે તે શકોનો વંશ ઉખેડી નાખી વિક્રમાદિત્ય નામે માલવાનો રાજા થયો. પૃથ્વીમાં એક માત્ર વીરે પરાક્રમથી ઘણા રાજાઓને વશ કર્યા. ચિત્રમાં રાજા વિક્રમ સુંદર ચિત્રાકૃતિવાળા સુવર્ણ સિંહાસન ઉપર બેઠેલો છે, તેના ડાબા હાથમાં તલવાર છે અને પોતાના ઉંચા કરેલા જમણા હાથથી સામે બેઠેલા આર્યકાલકની સાથે ગંભીર વિચારમગ્ન મુખમુદ્રા રાખીને વાતચીત કરે છે. વિક્રમના સિંહાસનની પાછળ ઉપરના ભાગમાં કાળા રંગનું અને આગળ સફેદ રંગનું એમ બે છત્રો લટકે છે. સામે આસન પર બેઠેલા આર્યકાલક પોતાના જમણા હાથની તર્જની (અંગૂઠાની જોડેની) આંગળી ઉંચી કરીને અને પોતાના ઉંચા કરેલા ડાબા હાથથી પ્રવચન મુદ્રાએ રાજા વિક્રમને ધર્મોપદેશ આપે છે. આર્યકાલકની નીચે બે હાથ ભેગા કરીને ઊભેલો શક સૈનિક છે અને સૈનિકની આગળ દાઢીવાળા બે પુરુષો વિસ્મિત નજરે વિક્રમ રાજાની સામે જોતા ઊભેલા છે. આર્યકાલકના ઉપરના ભાગમાં વિક્રમ રાજાના રાજમહેલના કિલ્લાના

સફેદ કાંગરાઓ છે અને સફેદ કાંગરા ઉપર વિક્રમ રાજાનું રાજચિન્હ છે. વિક્રમ રાજાએ પહેરેલાં વસ્ત્રોમાં તથા આર્યકાલકે પહેરેલાં વસ્ત્રોમાં ચિત્રકારે રૂપેરી શાહીનો ઉપયોગ કરેલો છે. વિક્રમ રાજાનો તથા શકસૈનિકનો ચહેરો ઘેરા લાલ રંગનો છે. આ ચિત્ર વિક્રમરાજા પણ શક જાતિનો હોવાની સાબિતી નથી આપતું ? આ ચિત્રપ્રસંગ બીજી કોઈપણ હસ્તપ્રતમાં નથી.

## Plate XIII

**ચિત્ર ૨૯ :** વૈરિસિંહ રાજા અને સુરસુંદરી રાણી. વર્ણન માટે જુઓ ચિત્ર ૨૭ નું આ ચિત્રને લગતું જ વર્ણન.

**ચિત્ર ૩૦ :** આર્યકાલક અને શાહી. ચિત્ર ૨૧ વાળી પ્રતના પાના ૧૮ પરથી.

આ ચિત્ર થોડાક ફેરફારો વગર ચિત્ર ૨૮ ને ઘણીખરી બાબતોમાં મલતું જ છે. ચિત્ર ૨૮ના સિંહાસનની ચિત્રાકૃતિમાં અને આ સિંહાસનની તથા શાહીના પહેરવેશની ચિત્રાકૃતિમાં ફેરફાર છે

આ ચિત્રના સિંહાસનની ઉપરના ભાગમાં અર્ધચંદ્રનું રાજચિન્હ સ્પષ્ટ દેખાય છે, જે શાહી રાજા યવનજાતિનો હોવાનું અનુમાન કરવા પ્રેરે છે. જો મારૂં આ અનુમાન સત્ય હોય તો, યવન લોકોને ભારતમાં પ્રથમ પ્રવેશ કરાવવાનો આરોપ કેટલાક ઇતિહાસકારો આર્યકાલક ઉપર મૂકે છે, તેના બદલે શક-યવન-લોકોને ભારતમાં લાવીને તેમને જૈન ધર્મમાં અપનાવવાનો અને તે રીતે જૈનસંસ્કૃતિની તે વખતની વિશાલતાનો યશ આર્યકાલકને આપવો જોઇએ. જૈન એ જાતિ નહિ પણ ધર્મ છે, તે વાતની સાબિતી શું આ પ્રસંગ નથી આપતો ? જો આર્યકાલકે શક લોકોને ભારતમાં લાવીને જૈન ધર્માનુરાગી ન બનાવ્યા હોત તો મથુરાના કંકાલીટીલામાંથી નીકળેલા જૈન ધર્મના સ્મારકો સમા જૈન સ્તૂપના[1] શિલ્પ સ્થાપત્યોનું સર્જન આજે ખોદકામમાંથી મળી આવ્યું છે, તે ક્યાંથી મલી આવત ?

આ ચિત્રમાં આર્યકાલકે પોતાના ઉંચા કરેલા જમણા હાથમાં મુહપત્તિ-મુખવસ્ત્રિકા રાખેલી છે. આર્યકાલકની આગળ ઊભેલા શાહુનશાહીના દૂતના ડાબા હાથમાં ભેટ મોકલાવેલ પ્યાલો છે અને જમણા હાથમાં છરી છે. દૂતની કમ્મરે લટકતો બાણોનો ભાથો છે. સિંહાસનની ઉપરની ભાગના આગળના લટકતા છત્રનો રંગ લીલો છે.

**ચિત્ર ૩૧ :** ગર્દભિલ્લની શરણાગતિ. ચિત્ર ૨૧ વાળી પ્રતના પાના ૧૪ પરથી.

આ ચિત્રના વર્ણન માટે જુઓ ચિત્ર ૩ નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

**ચિત્ર ૩૨ :** શક દરબાર. ઉપરોક્ત પ્રતના પાના ૧૫ પરથી.

ગર્દભિલ્લને ઉજ્જૈની બહાર નસાડી મૂકયા પછી, શાહી રાજાઓ આર્યકાલકની પર્યુપાસના-સેવા ચાકરી કરનાર શાહીને રાજાધિરાજ બનાવી અને બીજાઓને સામંતપદે સ્થાપીને ( તેઓ ) રાજસુખ ભોગવવા લાગ્યા.

ચિત્રમાં સુવર્ણસિંહાસન ઉપર શકરાજા બેઠેલો છે અને તેની પાછળ ઉંચા કરેલા ડાબા હાથે ચામર વીંઝતો શક સૈનિક ઊભેલો છે. શકરાજાની સામે પણ બીજા ત્રણ સામંતપદે સ્થાપવામાં આવેલા શક રાજાઓ ઊભેલા છે. સામંતપદે સ્થાપેલા શકરાજાઓના મસ્તકના ઉપરના ભાગમાં પણ રાજચિન્હનું ઘોતક લટકતું છત્ર છે.

---

૧ મારા તરફથી મારી ગ્રંથાવલિમાં હવે પછી પ્રસિદ્ધ થનાર "मथुराका देवनिर्मित जैनस्तूप" નામનો ડૉ. વાસુદેવ શરણ અગ્રવાલ સંપાદિત ગ્રંથ જોવા ભલામણ છે. મૂલ્ય પચાસ રૂપિયા.

## Plate XIV

**ચિત્ર ૩૩ :** આર્યકાલક અને વિક્રમ રાજા. વર્ણન માટે જુઓ ચિત્ર ૨૮ નું આ ચિત્રને લગતું જ વર્ણન.

**ચિત્ર ૩૪ :** આર્યકાલકનો સાતવાહનરાજાને ઉપદેશ. ચિત્ર ૨૧ વાળી પ્રતના પાના ૨૨ પરથી.

ચિત્રના ઉપરના ભાગમાં સુવર્ણ સિંહાસન ઉપર બેઠેલા આર્યકાલક સામે બે હાથની અંજલિ જોડીને ધર્મોપદેશ શ્રવણ કરવા બેઠેલા સાતવાહન રાજાને ઉપદેશ આપે છે. બંનેની વચ્ચે સ્થાપનાચાર્યજી છે. સાતવાહન રાજાના કપાળમાં તિલક U આવા પ્રકારનું છે, જે તે વખતના રીતિરિવાજની સાબિતી આપે છે.

ચિત્રના અનુસંધાને, નીચેના ભાગમાં બંને હસ્તની અંજલિ જોડીને ધર્મોપદેશ સાંભળતી બે સાધ્વીઓ તથા સાધ્વીઓની નીચે બંને હસ્તની અંજલિ જોડીને બેઠેલી શ્રાવિકાઓ બેઠેલી છે. સાધ્વીઓ તથા શ્રાવિકાઓની સામે બંને હસ્તની અંજલિ જોડીને ધર્મોપદેશ શ્રવણ કરતા બે શ્રમણોપાસકો–શ્રાવકો બેઠેલા છે. આ ચિત્રમાં આર્યકાલકની સામે ધર્મશ્રવણ કરવા બેઠેલા સાતવાહન રાજા, બે સાધ્વીઓ, બે શ્રાવકો તથા બે શ્રાવિકાઓ પણ આસન પર બેઠેલા છે. ચિત્રમાં બેઠેલાં બધાંની નીચે આસનની રજૂઆત પંદરમા સૈકાના આવા રીતિરિવાજની સાબિતી આપે છે.

**ચિત્ર ૩૫ :** આર્યકાલકની ચતુર્વિધસંઘને વાચના. ચિત્ર ૨૧ વાળી પ્રતના પાના ૨૯ પરથી.

ચિત્રમાં ઉપરના ભાગમાં ઉપરની છતમાં લટકતા ચંદરવાની નીચે સુવર્ણસિંહાસન ઉપર બેઠેલા આર્યકાલક, સામે બંને હાથમાં તાડપત્રનું પાનું પકડીને બેઠેલા શિષ્યને ધર્મશાસ્ત્રોની વાચના આપે છે. આર્યકાલકના તથા શિષ્યના વસ્ત્રમાં ચિત્રકારે રૂપેરી શાહીનો ઉપયોગ કરેલો છે. બંનેની વચ્ચે બાજોઠ ઉપર સ્થાપનાચાર્યજી છે.

ચિત્રના અનુસંધાને, મધ્યભાગમાં ચાર શ્રાવકો બંને હસ્તની અંજલિ જોડીને શાસ્ત્ર શ્રવણ કરતાં બેઠેલાં છે. નીચેના ભાગમાં બે સાધ્વીઓ તથા બે શ્રાવિકાઓ પણ બંને હસ્તની અંજલિ જોડીને શાસ્ત્ર શ્રવણ કરતી બેઠેલી છે. આ ચિત્રમાં પણ ઉપરોક્ત ચિત્ર ૩૪ ની માફક બધાંયે પાત્રો આર્યકાલકની હાજરીમાં આસન પર બેઠેલાં છે.

**ચિત્ર ૩૬ :** સાગરચંદ્રસૂરિની ક્ષમાયાચના. ચિત્ર ૨૧ વાળી પ્રતના પાના ૩૦ પરથી.

ચિત્રમાં સુવર્ણસિંહાસન ઉપર આર્યકાલક બેઠેલા છે. તેઓનાં લાંબા કરેલા જમણા હાથમાં મુહપત્તિ અને ડાબો હાથ પોતે કરેલા અવિનયની ક્ષમાયાચના કરતાં સાગરચંદ્રસૂરિના મસ્તક ઉપર છે. સાગરચંદ્રસૂરિની ઉપરના ભાગમાં સ્થાપનાચાર્યજી છે. સ્થાપનાચાર્યજીના ઉપરના ભાગમાં છતમાં લટકતો ચંદરવો તથા તોરણ છે. આ ચિત્રમાં પણ સાધુઓના કપડામાં રૂપેરી શાહીનો ઉપયોગ કરેલો છે.

## Plate XV

**ચિત્ર ૩૭ :** સીમંધરસ્વામીનું સમવસરણ. ચિત્ર ૨૧ વાળી પ્રતના પાના ૩૨ ઉપરથી.

ચિત્રના વર્ણન માટે જુઓ ચિત્ર ૨૪ નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

**ચિત્ર ૩૮ :** આર્યકાલક તથા બ્રાહ્મણ સ્વરૂપે શક્રેંદ્ર. ઉપરોક્ત પ્રતના પાના ૩૩ ઉપરથી.

ચિત્રના ઉપરના ભાગની છતમાં લટકતા ચંદરવા તથા તોરણની નીચે, સુંદર ચિત્રાકૃતિ સહિતના ટોચવાળા સુવર્ણસિંહાસન ઉપર આર્યકાલક સામે ઊભા રહીને પોતાનું આયુષ્ય પૂછવા માટે જમણા હાથની હથેલી બતાવતા કમ્મરથી વળેલા વૃદ્ધ બ્રાહ્મણના રૂપમાં આવેલા શક્રેંદ્રને; પોતાના જમણા હાથની તર્જની આંગળી ઉંચી કરીને અને ઉંચા કરેલા ડાબા હાથમાં મુહપત્તિ રાખીને, આયુષ્ય કહેતા

બેઠેલા છે. શક્રેંદ્રના ડાબા હાથમાં વૃદ્ધ પણાના ટેકા માટે લાકડી છે. આ ચિત્રમાં પણ આર્યકાલકના વસ્ત્રમાં રૂપેરી શાહીનો ઉપયોગ કરેલો છે.

ચિત્ર ૩૯: આર્યકાલક તથા મૂળસ્વરૂપે શક્રેંદ્ર. ચિત્ર ૨૧ વાળી પ્રતના પાના ૩૪ ઉપરથી.

ઉપરોક્ત ચિત્રની ચિત્રાકૃતિઓ કરતાં જુદી ચિત્રાકૃતિઓ વાળા ચંદરવાની નીચે, સુવર્ણના સિંહાસન ઉપર આર્યકાલક પોતાના ઉંચા કરેલા જમણા હાથમાં મુહપત્તિ રાખીને, સામે મૂળ સ્વરૂપે ઊભેલા શક્રેંદ્રને, ઉપદેશ આપતા દેખાય છે. શક્રેંદ્રના ચાર હાથ પૈકી બે હસ્તની અંજલિ જોડેલી છે, ત્રીજો હાથ અભયમુદ્રાએ છે અને ચોથા ઉંચા કરેલા પાછળના હાથમાં અંકુશ છે.

## Plate XVI

ચિત્ર ૪૦ : સમવસરણ. ચિત્ર ૨૧ વાળી પ્રતના ૩૫ મા પાના ઉપરનું પ્રથમ ચિત્ર.

ચિત્રના વર્ણન માટે જુઓ ચિત્ર ૨૪ નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

ચિત્ર ૪૧ : આર્યકાલકનો ચતુર્વિધ સંઘને ઉપદેશ. ઉપરોક્ત પ્રતના ૩૫ મા પાના પરનું બીજું ચિત્ર.

ચિત્રના વર્ણન માટે જુઓ ચિત્ર ૨૫ નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

## Plate XVII

ચિત્ર ૪૨ : સમવસરણ. ચિત્ર ૨૧ વાળી પ્રતના છેલ્લા પાના ઉપરનું પ્રથમ ચિત્ર.

ચિત્રના વર્ણન માટે જુઓ ચિત્ર ૨૪ નું આ પ્રસંગને લગતું જ વર્ણન.

ચિત્ર ૪૩ : શ્રી જિનભદ્રસૂરિ. ઉપરોક્ત પાના પરનું બીજું ચિત્ર.

સંવત ૧૪૭૩ માં અણહિલ્લપુર પાટણમાં લખાએલી ચિત્ર ૨૩ થી ૨૫ વાળી કાલિકાચાર્ય કથાની હસ્તપ્રત તથા ચિત્ર ૨૭ થી ચિત્ર ૪૩ વાળી કાલિકાચાર્ય કથાની હસ્તપ્રત અને સંવત ૧૪૭૩માં જ પાટણમાં જ લખાએલી કલ્પસૂત્રની હસ્તપ્રત કે જે હાલ જીરા (પંજાબ)ના ગ્રંથભંડારમાં સંગ્રહાએલી છે,[1] આ બધી પ્રતો આચાર્ય શ્રીજિનભદ્રસૂરિના ઉપદેશથી ખરતરગચ્છીય જૈન સંઘે લખાવેલી છે.

શ્રીજિનભદ્રસૂરિજી અને તેમની શિષ્ય મંડળીના ઉપદેશથી સંવત ૧૪૭૩ થી સંવત ૧૫૧૫ ના ૪૨ વર્ષના ગાળામાં તે સમયના જૈન શ્રાવકો અને શ્રાવિકાઓએ લાખોની સંખ્યામાં તાડપત્ર પરથી કાગળ પર હસ્તપ્રતો લખાવી હોવાના ઉલ્લેખો મળી આવે છે.

ચિત્રમાં આચાર્ય શ્રીજિનભદ્રસૂરિ સુવર્ણ સિંહાસન ઉપર પોતાના ઉંચા કરેલા જમણા હાથમાં મુહપત્તિ રાખીને સામે બેઠેલા શિષ્યને તથા શિષ્યના મસ્તકના ઉપરના ભાગમાં બેઠેલા બે શ્રાવકોને ગ્રંથોનો ઉદ્ધાર કરવાનો ઉપદેશ આપતા દેખાય છે. સામે બેઠેલા શિષ્યના બંને હાથમાં તાડપત્રનું પાનું છે. શ્રી જિનભદ્રસૂરિની નીચે બેઠેલી બે સાધ્વીઓ તથા ત્રણ શ્રાવિકાઓ બંને હસ્તની અંજલિ જોડીને ધર્મોપદેશ સાંભળે છે. બંને શ્રાવકો, સાધ્વીઓ તથા શ્રાવિકાઓની આકૃતિઓવાળો ભાગ ઘસાએલો હોવાથી અસ્પષ્ટ દેખાય છે. લખાણની પાંચમી તથા છઠ્ઠી લીટીમાં श्रीख(रत)रतरगच्छेश श्रीजिनभद्रसूरीश्वराणाम् સ્પષ્ટ અક્ષરોમાં લખેલું હોવાથી આ ચિત્ર શ્રીજિનભદ્રસૂરિશ્વરજીનું જ હોવાનું અને આ હસ્તપ્રત તેઓશ્રીના ઉપદેશથી લખાએલી હોવાની સાબિતી આપે છે. આ ચિત્રના જેવાં જ ચિત્રો બીજી હસ્તપ્રતોના અંતમાં મૂકાએલાં હશે એમ મારૂં માનવું છે.

---

૧. પ્રસ્તુત કલ્પસૂત્રની હસ્તપ્રતના બધાંએ ચિત્રો મારા તરફથી પ્રસિદ્ધ થનાર 'પવિત્ર કલ્પસૂત્ર' નામના સુંદર ગ્રંથમાં હવે પછી પ્રસિદ્ધ થનાર છે. મૂલ્ય પોણાબસો રૂપિયા

## Plate XVIII

**ચિત્ર ૪૪ :** સાધ્વી સરસ્વતીનું અપહરણ. અમદાવાદના દેવસાના પાડામાં આવેલા શ્રીદયાવિમલજી શાસ્ત્ર સંગ્રહની અત્યુત્તમ ચિત્રકલાવાળી પંદરમા સૈકાના અંત ભાગની કાલકકથાની હસ્તપ્રતના પાના ૩ ઉપરથી.

આર્યકાલક જ્યારે વિહાર કરતા કરતા ઉજ્જૈની નગરીમાં ચાતુર્માસાર્થે આવ્યા હતા ત્યારે, તેઓશ્રીની સંસારીપણાની બ્હેન સાધ્વી સરસ્વતી પણ ઉજ્જૈનીમાં જ ચાતુર્માસ રહી હતી. તે સ્થંડિલ જવા માટે બહાર ઉદ્યાનમાં ગઈ હતી. સ્થંડિલ ભૂમિથી પાછી આવતાં તેણીને ઉજ્જૈની નગરીના સ્વામી ગર્દભિલ્લ રાજાએ જોઇ. "હે સુગુરુ ભાઇ! હે પ્રવચનના નાથ કાલકમુનિ! આ અનાર્ય (અન્યાયી) રાજા વડે હરાતા મારા ચારિત્ર્યધનનું રક્ષણ કરો." આ પ્રકારે બૂમ પાડતી અને અનિષ્ટ માનતી તેને બળજબરીથી અંતઃપુરમાં નાખી.

ચિત્રમાં ઉપરના ભાગમાં, બે ઘોડેસવારો તથા બે પગે ચાલતા માણસો દેખાય છે. પગે ચાલતા માણસો પૈકીના આગળ ચાલતા માણસ (ગર્દભિલ્લ)ના જમણા ખભા ઉપર ઉઠાવેલી સાધ્વી સરસ્વતી દેખાય છે. ગર્દભિલ્લની આગળ એક ઘોડેસવાર લીલા રંગના ઘોડા ઉપર બેઠેલો છે, પાછળ એક હાથમાં ઢાલ અને બીજા ઉંચા કરેલા હાથમાં તલવાર પકડીને ચાલતો પદાતિ–પગપાળો–સૈનિક છે. સૈનિકની પાછળ વાદળી ઘોડા ઉપર બીજો સવાર બેઠેલો છે.

ચિત્રના અનુસંધાને, નીચેના ભાગમાં પાંચ સૈનિકોનો પ્રસંગ જોવાનો છે. આ પાંચ સૈનિકો પૈકીના આગળના વાદળી તથા લાલ ઘોડા ઉપર બેઠેલા ઘોડેસવાર સૈનિકો અને બંને ઘોડેસવારની પાછળ પગે ચાલતા–પદાતિના ચહેરાઓ શક સૈનિકો જેવા લાલ રંગના છે. આ ત્રણ સૈનિકોની રજૂઆત આપણને ગર્દભિલ્લ રાજાના લશ્કરમાં પણ શક સૈનિકો હોવાનો પૂરાવો પૂરો પાડે છે. ત્રણ શક સૈનિકો પૈકી પ્રથમ ઘોડેસવાર સૈનિકના એક હાથમાં ધનુષ તથા બીજા હાથમાં ઢાલ છે. બીજા ઘોડેસવાર સૈનિક તથા ત્રીજા પદાતિ સૈનિકના એક હાથમાં ઢાલ અને બીજા હાથમાં તલવાર છે. ત્રણ શક સૈનિકોના પાછળ પૂરપાટ ઘોડા દોડાવીને નાસી જતા બીજા બે ઘોડેસવારો છે. આ બે ઘોડેસવારો તથા ઉપરના ભાગની ચારે આકૃતિઓના ચહેરા પીળા રંગના છે. પગપાળા સૈનિકની નીચેના ભાગમાં એક હરણ છે.

ચિત્રની ડાબીબાજુના હાંસિયામાં 'કંપિતતાન'નું રૂપ છે; તથા જમણીબાજુના હાંસિયામાં 'આકંપિતતાન'નું રૂપ છે.

## Plate XIX

**ચિત્ર : ૪૫** (૧) કાલકકુમારનું અશ્વખેલન; (૨) ગુણાકરસૂરિનો કાલકકુમારને ઉપદેશ. શ્રીહેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર; પાટણના સંગ્રહમાંના શ્રીવાડીપાર્શ્વનાથના જૈન જ્ઞાનભંડારની સંવત ૧૫૦૨ ના માગશર સુદી ૫ ગુરૂવારના રોજ અમદાવાદ શહેરમાં લખાએલી દાબડા નં. ૧૮૩, પ્રત નં. ૭૦૫૭ ની હસ્તપ્રતના પહેલા પાના પરથી.

ચિત્રની નીચેના ભાગમાં, કાલકકુમાર ઘોડાને દોરીને ઉતાવળે જતા દેખાય છે. ઘોડાની પાછળ જંગલ બતાવવા એક ઝાડની રજૂઆત કરેલી છે. કાલકકુમાર તથા ઘોડાની ગતિ ખાસ પ્રેક્ષનીય છે.

ચિત્રના અનુસંધાને, ઉપરના ભાગમાં ઝાડની નીચે સુવર્ણસિંહાસન ઉપર બેઠેલા ગુણાકરસૂરિ પોતાના ઉંચા કરેલા જમણા હાથમાં મુહપત્તિ રાખીને, બે હસ્તની અંજલિ વચ્ચે ઉત્તરાસંગ રાખીને, ભક્તિપૂર્વક ધર્મોપદેશ શ્રવણ કરવા બેઠેલા યુવાન કાલકકુમારને સંસારની અસારતાનો ઉપદેશ આપતા દેખાય છે. બંનેની વચ્ચે સ્થાપનાચાર્યજી છે. કાલકકુમારના મસ્તક ઉપર પણ એક ઝાડ છે.

ચિત્ર ૪૬ : આર્યકાલક અને શાહી. ચિત્ર ૪૫ વાળી પ્રતના પાના ૨ ઉપરથી.

ચિત્ર ૩૦ વાળા ચિત્રને ઘણી ખરી બાબતોમાં આ ચિત્ર મળતું છે. આ ચિત્રમાં શાહીના સિંહાસનની ચિત્રાકૃતિ જુદી જાતની છે, મસ્તક ઉપર ત્રણ છત્ર છે અને શાહીએ પહેરેલાં કપડાંની ચિત્રાકૃતિ પણ જુદી છે.

## Plate XX

ચિત્ર ૪૭ : યોગચૂર્ણથી ઇંટોનું સુવર્ણ બનાવતાં આર્યકાલક. ચિત્ર ૪૫ વાળી પ્રતના પાના ૩ ઉપરથી.

જમણી બાજુ બળતા કુંભારના નીભાડા–ઇંટવાડાની ઇંટો પર ડાબી બાજુ ઊભેલા આર્યકાલક પોતાના ઉંચા કરેલા જમણા હાથની ચપટીથી યોગચૂર્ણ નાખીને ઇંટોનું સુવર્ણ બનાવતા દેખાય છે. ડાબા હાથમાં આર્યકાલકે દાંડો પકડેલો છે.

ચિત્રના અનુસંધાને, ઉપરના ભાગમાં ઘોડા ઉપર બેઠેલો શકસૈનિક, તેની પાછળ હાથી ઉપર બેઠેલો બીજો શકસૈનિક અને તેની પાછળ પગપાળો–પદાતિ શકસૈનિક, સુવર્ણ લેવા માટે આર્યકાલક પાસે જતા દેખાય છે.

ચિત્ર ૪૮ : ગર્દભી વિદ્યાનો ઉચ્છેદ અને ઉજ્જૈનીનો ઘેરો. ચિત્ર ૪૫ વાળી પ્રતના પાના ૪ ઉપરથી.

ડાબી બાજુએ મધ્યમાં ઉજ્જૈની નગરીનો કિલ્લો છે. કિલ્લાની અંદર છત્ર નીચે સુવર્ણ સિંહાસન ઉપર ગર્દભિલ્લ રાજા બેઠેલો છે. તેની આગળ આવેલા સળગતા અગ્નિકુંડમા પોતાના ઉંચા કરેલા જમણા હાથથી કુંડની આગળ ઊભી રહેલી ગર્દભી વિદ્યાની સાધના માટે હોમદ્રવ્યની આહુતિ આપીને તે વિદ્યાની સાધના કરે છે. મસ્તક ઉપરના છત્રની ટોચની પાસે એક પોપટ બેઠેલો છે, પોપટની પાસે સાધ્વી સરસ્વતી ઉદાસ ચિત્તે બેઠેલી છે. ગધેડીની નીચે પૂજાપાત્ર આચમની સહિત પડેલું છે. ગર્દભિલ્લના સિંહાસનની નીચે એક હાથી તથા એક ઘોડો ઊભેલો છે. હાથીની નીચે પાણીની ઝારી છે. ગધેડી બરાબર ઉજ્જૈનીના કિલ્લાના પ્રવેશદ્વારમાં પેસતાં જ ઊભેલી છે. કિલ્લાની બહારના ભાગમાં, જમણી બાજુએ સૌથી ઉપરના ભાગમાં બે શક ધનુર્ધારી સૈનિકો છે. ધનુર્ધારી સૈનિકોની બરાબર નીચે સાધુના કપડાં પહેરેલાં આર્યકાલક હાથમાં ધનુષબાણ પકડીને, બાણ છોડવાની તૈયારી કરતા હોય તે રીતે ઊભેલા છે. આર્યકાલકની નીચે મસ્તકે છત્ર વાળો એક શક રાજા છે. શક રાજાના ઘોડાની નીચે એક દોડતું સસલું છે.

ચિત્ર ૪૯ : (૧) આર્યકાલક અને બ્રાહ્મણના રૂપમાં શક્રેંદ્ર; (૨) આર્યકાલક અને મૂળરૂપે શક્રેંદ્ર. ચિત્ર ૪૫ વાળી પ્રતના પાના ૫ ઉપરથી.

ચિત્રના ઉપરના ભાગના વર્ણન માટે જુઓ ચિત્ર ૩૮નું વર્ણન.

## Plate XXI

ચિત્રના અનુસંધાને, નીચેના ભાગના વર્ણન માટે જુઓ ચિત્ર ૩૯નું વર્ણન. ચિત્ર ૩૯માં શક્રેંદ્ર દાઢીવાળો છે, જ્યારે પ્રસ્તુત ચિત્રમાં શક્રેંદ્ર દાઢી વગરનો છે. ચંદરવાના તોરણમાં હંસની ચિત્રાકૃતિ છે.

પ્રસ્તુત ચિત્રના બંને ભાગોમાં આર્યકાલક અને શક્રેંદ્રની મધ્યમાં સ્થાપનાચાર્યજી છે.

ચિત્ર ૪૫ થી ૪૯ સુધીના ચિત્રોમાં પ્રચુર સુવર્ણનો ઉપયોગ કરેલો છે.

ચિત્ર ૫૦ : (૧) કાલકકુમારનું અશ્વખેલન; (૨) ગુણાકરસૂરિનો કાલકકુમારને ઉપદેશ. સાહિત્યસેવી મુનિમહારાજ શ્રીપુણ્યવિજયજીના સંગ્રહની, સંવત ૧૫૦૩ના જેઠ વદિ ૯ બુધવારના રોજ લખાએલી; ૮ પત્રની કાલિકાચાર્યકથાની હસ્તપ્રતના ૧ પાના ઉપરથી.

